સામાજીક..................ત્રિઅંકી........નાટ્ય પ્રયોગ

સમાજવૃક્ષની ઉચ્ચ વિટપે વિહાર કરતાં એક કૌટુંબિકજીવનના સુશિક્ષિત
આંતરજીવનની રંગભૂમિ ઉપર વ્હેમ અને અવિચારના અવનવા
તાંડવનૃત્યો રજુ કરે છે આ ત્રિઅંકી નાટ્ય પ્રયોગ

# શંકિત-નયન

(સંવાદ-ગાયન સહિત.)



: પ્રયોજક :

નટવરલાલ ઝીણાભાઇ મીસ્રી.



: પ્રકાશક :

શ્રી હરિહર પુસ્તકાલય

ટાવર રોડ — સુરત.

# પ્રસ્તાવના

સંસારસાગરમાં આવતાં સુખદુઃખના ભરતીઓટ પાછળ સરજનહારે તેના આગમનના કારણો કેટલાંયે સરજેલા છે; જે કારણો કોઈવાર માનવહૃદયમાં પશ્ચાતાપ જગાડે છે, તો કોઈવાર સંતોષના શીતળ સીંચન પણ કરે છે એ કેટલાયે કારણો-માંના બે ત્રણ કારણો જેવા કે શંકા, અસંતોષ અને ઘેલછાને સંયુક્ત કરી તેને "શંકિત-નયન"ના નામે આ નાટ્યકૃતિમાં રજુ કરવામાં આવેલ છે. "શંકા"એ એક એવી પ્રબળ વસ્તુ છે કે જો તે તેના સંપૂર્ણ સ્વરૂપે કોઇ એક માનવીના મનોબળ ઉપર તેનું સ્થાન જમાવી દે, તો પછી તે માનવી ગમે તેટલો ચતુર અને સંસ્કારી હોય, તો પણ તેના જીવનમાં અકલ્પ્ય અવનવા ઉલ્કાપાતો જરૂર ઉદ્‌ભવી જાય છે. શંકાની એ પ્રબળતાનું આછું સ્વરૂપ આ નાટ્યકૃતિમાં રજુ કરવાનો પ્રયાસ કરવામાં આવેલ છે.

સમાજમાં કાબેલ અને હોદ્દેદાર ગણાતા ડીટેક્ટીવ દીનાનાથના મનોબળ ઉપર પોતાની પરણેતર પત્ની સરલાની શાંત અને શૂન્ય વિચારમય રહેણીકરણી ઉપરથી શંકા પોતાનું સ્થાન જમાવવાની શરૂઆત કરે છે. ત્યાંથી નાટકની શરૂઆત થાય છે અને એ શંકા પોતાનું સંપૂણ સ્થાન જમાવતાં કેવા ઉલ્કાપાતો લાવી મૂકે છે, અને પાછળથી એ ઉલટી ભરતીઓટમાં પલટાઈ જતાં ડીટેક્ટીવના જીવનમાં કેવો પલટો આવે છે, તે નાટકનો અંત છે.

પ્રયોજકની આ પહેલી નાટ્યકૃતિ જેની તે શૈલીમાં રજુ કરવામાં આવી છે. સુજ્ઞ જનતા, તેમાંની ખામીઓ ગણી જઈ આ નાટ્યકૃતિને ઉદારતાથી અપનાવી લઈ પ્રયોજકને બીજી આથી વધુ સુંદર કૃતિ જનતા સમક્ષ રજુ કરવાનું પ્રોત્સાહન આપશે એવી આશા છે.

'પ્રકાશક'

# બે બોલ

સુરતના **શ્રી ગુર્જર નાટ્ય કલામંદિરે** ગુર્જર રંગભૂમિ ઉપર સંપૂર્ણ સફળતાથી ભજવેલ મારી આ અલ્પ નાટ્યકૃતિને જનતા સમક્ષ પુસ્તકરૂપે રજુ થતી જોતાં મને સાચેજ આનંદ થાય છે. રંગભૂમિ ઉપરની રજુઆત **"વ્હેમી–આંખે"**ના નામથી કરવામાં આવી હતી. જ્યારે પુસ્તકરૂપે રજુ કરતાં નામ **"શંકિત–નયન"** રાખવામાં આવ્યું છે.

ઉગતાને અવશ્ય ઉત્તેજન આપનારી કદરદાન જનતા સમક્ષ આ નાટ્યપ્રયોગ ઘણીવાર **"વ્હેમી–આંખે"**ના નામથી રંગભૂમિ ઉપર ભજવાઇ ચૂકેલ છે, અને જે ઉદારતા અને ઉત્તેજનથી જનતાએ એ નાટ્યપ્રયોગને આવકારી લીધો હતો, તેટલીજ ઉદાર દૃષ્ટિથી એને પુસ્તકરૂપે **"શંકિત–નયન"**ના નામે અપનાવી લેશે એવી મારી અંતરની અભિલાષા અને યાચના છે.

**"શંકિત–નયન"**ના પ્રહસન વિભાગના મૂળ સંવાદો **શ્રીયુત્ બાબુરાવ રાજે**ના બક્ષેલાં છે, અને નાટ્ય સંકલનાનું માર્ગદર્શન ગુર્જર નાટ્ય કલામંદિરના ડાયરેક્ટર **શ્રીયુત્ ભાનુકુમાર આર્યનું** છે. તેઓ બન્નેની સહૃદયી અને નિઃસ્વાર્થી સહાયતા બદલ તેમનો આભાર માનવાનું હું કદાપી ભૂલી શકતો નથી, સાથે મારા આ નાટ્યપ્રયોગને પુસ્તકરૂપે પ્રકાશન આપવા બદલ શ્રી હરિહર પુસ્તકાલયના પ્રોપ્રાયટર **ભાઇશ્રી જયંતિલાલ**નો પણ હું ખરેખર ઋણી છું.

પ્રયોજક

**નટવર મીસ્રી.**

# "શંકિત–નયન"

## ::પ્રવેશ – પરિચય::

### અંક : ૧ લો

પ્રવેશ પહેલો : ડીટેક્ટીવ દીનાનાથનો ડ્રોઈંગ રૂમ.
પ્રવેશ બીજો : મેધાભાઈનું મકાન.
પ્રવેશ ત્રીજો : ડીટેક્ટીવ દીનાનાથનો પ્રાઈવેટ રૂમ.
પ્રવેશ ચોથો : મેધાભાઈનું મકાન.
પ્રવેશ પાંચમો : ડીટેક્ટીવ દીનાનાથના બંગલાનો વિહારકુંજ.

### અંક : ૨ જો

પ્રવેશ પહેલો : ડીટેક્ટીવ દીનાનાથના બંગલાનો ઓફીસ રૂમ.
પ્રવેશ બીજો : મેધાભાઈનું મકાન.
પ્રવેશ ત્રીજો : ડીટેક્ટીવ દીનાનાથના બંગલાની અટારી.
પ્રવેશ ચોથો : મેધાભાઈનું મકાન.
પ્રવેશ પાંચમો : સરિતા કિનારો.

### અંક : ૩ જો

પ્રવેશ પહેલો : સી.આઈ.ડી. મોહનનું મકાન.
પ્રવેશ બીજો : મેધાભાઈનું મકાન.
પ્રવેશ ત્રીજો : ડીટેક્ટીવ દીનાનાથનો ડ્રોઈંગ રૂમ.



# "શંકિત-નયન"

## ::પાત્ર – પરિચય::

| | |
|---|---|
| **દીનાનાથ** | : શહેરનો ડીટેકટીવ અમલદાર. |
| **સુરેન્દ્રરોય** | : બેરિસ્ટર...દીનાનાથનો ગુરૂબંધુ. |
| **મનહર** | : શહેરનો એક આદર્શ વિયોગી. |
| **મોહન** | : ડીટેકટીવનો દીનાનાથનો ખાસ પોલીસ (સી.આઇ.ડી.) |
| **મેઘાભાઈ** | : શહેરનો એક જુના વિચારનો સદ્‌ગૃહસ્થ. |
| **પ્રેમચંદ** | : મેઘાભાઇનો ઘર જમાઇ. |
| **વાઘજીભાઈ** | : પ્રેમચંદનો બાળમિત્ર |
| **રામજી** | : મેઘાભાઇનો નોકર. |
| **લધાભાઈ** | : વાઘજીભાઇનો સાથીદાર. |
| **સરલા** | : ડીટેકટીવ દીનાનાથની અર્ધાંગના. |
| **માયા** | : ટાઇપીસ્ટ ગર્લ. |
| **પ્રમિલા** | : મેઘાભાઇની લાડકી પુત્રી. |
| **કંચન** | : પ્રમિલાની બહેનપણી |

ઉપરાંત......

નોકર, હોટલબોય, ડોકટર, સુત્રધાર, બાળાઓ વિગેરે.



# મંગલ સ્તવન

**સૂત્રધાર-કુમાર, બાળા :**

કૃષ્ણ મોરારી પ્રભુ તું ગિરધારી,
મૂરતી મનોહર મંગલ તારી.
સુખકર સચરાચર દુઃખ હારી,
મલિન ભાવ હરના દે વિદારી.
સ્મરીએ...વંદીએ...વારી વારી.

(મંગલ સ્તવન પૂરું થતાં)

**બાળા :** કુમાર ! આજે પણ એક પ્રશ્ન શોધી લાવી છું.

**કુમાર :** કહો બાળા ! તમારો શો પ્રશ્ન છે ?

**બાળા :** આપો તમે ઉપદેશ સાચો ને જીવનના મર્મનો,
પંથ બતલાવો તમે પ્રત્યેકને નિજ ધર્મનો.
તોયે તમારા સૂત્ર એ વિસરાય છે શાને,
નિર્દોષ જીવનને જગત દોષિત ગણે શાને ?

**કુમાર :** બાળા, આજનો તમારો પ્રશ્ન ઘણો ગહન છે. આ વિશ્વના વિશાળ પટપર જન્મ લેનાર સહુ કોઈને પોતાની પસંદગીના રાહપર જીવન જીવવાનો સ્વતંત્ર હક્ક છે, અને જ્યારે એ હક્કને બંધનોમાં જકડી જીવનને પરાણે અવળી દિશાએ દોરવામાં આવે છે, ત્યારે એ સૂત્રો ખચિત વિસરાય છે.

જ્યારે જીવનમાં જીવનની સ્વાધિનતા ખૂંચવાય છે,
ને વ્હેણુ એ સરિતા તણું અવળી દીશે દોરાય છે.
ત્યારે જગતમાં આ સમાજે સૂત્ર એ વિસરાય છે.
ને કંઈક જીવન અમોલા બરબાદ તેથી થાય છે.

**બાળા :** તોયે હજી એ પ્રશ્ન મારો અધૂરો રહી જાય છે.

**કુમાર :** તો ચાલો બાળા, તમારા અધૂરા રહેતાં એ પ્રશ્નને હું પ્રત્યક્ષ ઉદાહરણથી સંપૂર્ણ રીતે સમજાવું.

(બન્નેનું જવું)



# અંક : પહેલો

**પ્રવેશ : પહેલો.** **સ્થળ : ડીટેક્ટીવ દીનાનાથનો ડ્રોઈંગ રૂમ.**

**પાત્રો :** સરલા, દીનાનાથ, સુરેન્દ્રરોય, ડોકટર અને નોકર.

(સરલા ટેબલ પાસે આરામ ખુરસીમાં બેસી નોવેલ વાંચી રહી છે.)

**સરલા :** (ચોપડી વાંચતાં)

"સંતાનના શુભ હિતને જો ધ્યાનમાં રાખી શકો,
માબાપ, તો તે જીવનને ઉજ્વળ તમે સાધી શકો."

માબાપ! પુત્રીના અમોલા જીવનને ગમે ત્યાં, ગમે તેની સાથે, પુત્રીની નહિ, પરંતુ પોતાની પસંદગી ઉપર વેચી દેનાર સત્તાધીશો! સરલા, અભાગી સરલા, તારાયે જીવનને તારા સત્તાધીશ માબાપે વેચી જ દીધું છે. એક પ્રતિષ્ઠિત શ્રીમંત અને સમાજમાં હોદ્દેદાર ગણાતા ડીટેક્ટીવને! શું કબુલ કરે છે એ તારૂં હૃદય? અરે રે! મનહર, મારા હૃદયવાસી, ઢળીચૂકેલું સરલાની સ્નેહસરિતાનું વ્હેણ તારા જીવનજલધિમાંથી પાછું વાળી શકાય શી રીતે? કંઇ કેટલીયે ચણી હતી આશાની ઈમારતો......

સ્નેહ સરિતાને તટે જીવન મઢુલી બાંધશું,
ઉજ્વળ હૃદયના ભાવથી તેને અજબ શણગારશું.
ને જીવન આંગણીયે પૂરીશું ભાવનાના રંગથી,
સ્નેહ કેરા સાથીઆ ઉરના અભિ આનંદથી.
અફસોસ પણ એ કલ્પનાની વેલ કરમાઇ ગઇ,
ઉજ્વળ મુરાદો હૃદયની આજે બધી નિષ્ફળ ગઇ.

**દીનાનાથ :** (પ્રવેશી) નિષ્ફળ ગઇ, એ બદમાશની તમામ ચાલબાજી. આજે આ દીનાનાથની બાહોશી આગળ નિષ્ફળ ગઇ. હા... હા...હા. હલો સરલા!

**સરલા :** રોણુ દીનેષ ! આવી પહોંચ્યા ?

**દીનાનાથ :** ઓહયસ, ફત્તેહ છે આજ તો, આ બંદાની. ડીયર ! મહિનાઓ થયાં જેને પકડવા પોલીસ તનતોડ મહેનત કરતી હતી, એ બદમાશ ડાકુ બિહારીને આજ આ ડીટેકટીવ દીનાનાથે આબાદ ગીરફ્તાર કર્યો, ચીઅર અપ, સરલા ! હવે સીતારો ઝળકી ઉઠયો છે, આ તારા દીનેષનો.

**સરલા :** અહો ! તમારી ચપળતા અને બાહોશીની શી પ્રસંશા કરવી ? તમારી એ બાહોશી ઉપર તો મારા પિતાજીએ મને તમારે ચરણે ધરી છે; નહિ તો એ કાંઇ એવા મૂર્ખ નહતા.

**દીનાનાથ :** અને સરલા,

છટકી જવા પામે નહિ કો ડાકુઓ મુજ હાથથી,
બદમાશ ને શયતાન પણ ધ્રૂજી ઉઠે મુજ નામથી.
લાખો કમાશું રૂપીઆ એ નોકરીના દાવથી,
આનંદ મંગળ જીવનમાં આ સ્નેહના રસપાનથી.

કાં સરલા ! ઇઝ ઇટ નોટ સો ?

**સરલા :** કવાઇટ સો.

**દીનાનાથ :** હાં...સરલા, જરા કોફી તો પા.

**સરલા :** ઘણીજ ખુશીથી. (જવું).

**દીનાનાથ :** (ગ્રામોફોન વગાડે છે; સાથે આરામખુરસી ઉપરથી સરલા વાંચતી હતી તે ચોપડી ઉપાડી તેજ પાનું વાંચે છે).

સંતાનના શુભ હિતને જો ધ્યાનમાં રાખી શકો,
માબાપ તો તે જીવનને ઉજ્વળ તમે સાધી શકો.

(ગ્રામોફોન બંધ કરે છે) સરલા ! સરલા શું બકી ગઇ ! તમારી એ બાહોશી ઉપર તો મારા પિતાજીએ મને તમારે ચરણે ધરી છે; નહિ તો એ કાંઇ એવા મૂર્ખ નહતા.

બાહોશી ! ચરણે ધરી છે ! અને મારૂં સ્નેહબળ !
મૂર્ખતા ! શાની ! એ બધું એ શું બકી ગઇ !

**સરલા :** ( પ્રવેશી ) કૉફી તૈયાર થઈ ગઈ. ( કૉફી લાવે છે ) દીનાનાથ કૉફી પીએ છે.

**દીનાનાથ:** (કૉફી પીતાં પીતાં) હાં, સરલા!

**સરલા :** શું કહો છો?

**દીનાનાથ:** એક વાત પૂછું?

**સરલા :** ખુશીથી...

**દીનાનાથ:** તારા પિતાજીએ મારી બાહોશી ઉપરજ તને મારે ચરણે ધરી છે. એ તારા માર્મિક વાક્યનો અર્થ હું ન સમજ્યો.

**સરલા :** અર્થ? એમાં અર્થ કાંઇ જ સમાયો નથી, એતો આપની ફતેહના આનંદના આવેશમાં અને પ્રસંશાના પુરમાં એ અર્થહીન લવારો હું કરી ગઈ.

**દીનાનાથ:** અર્થહીન લવારો! સરલા, જગત વ્યવહારના પ્રત્યેક વચન અને વર્તનમાં કંઇ ને કાંઈ અર્થ તો અવશ્ય હોય છેજ. ભાનુ ઉગે, પથરાય એના રશ્મિઓ સાગર–સરિતાના સલિલ પર, બાષ્પભવન થતાં એ સલિલ વરાળરૂપે ઉંચે આભમાં જાય, તેના વાદળ બંધાય અને વર્ષાના વંટોળીયાઓ એને ઘસડી લઇ જાય, આભની અટારીએ ઝૂકતાં શિખરો સાથે અથડાય અને વરસાદ થતાં ભૂમિ અવનવા પાકથી હરિઆળી થઇ રહે, અને એના ઉપર આખુંયે જગત પોતાનો ઉદર નિર્વાહ કરે...એ શું અર્થહીન છે?

**સરલા :** આપની ફીલસુફીભર્યાં વિચારોને મારી મંદબુદ્ધિ ક્યાંથી પહોંચી શકે? દિનેષ, છતાં...સાચું કહું છું કે......

**દીનાનાથ:** સરલાના હૃદયને જીતવામાં દિનેષના સ્નેહબળની સંપૂર્ણ હાર થઇ છે, એમજ ને?

**સરલા :** નહિ દિનેષ, દીલમાં ન લાવશો એવો કોઇ ખોટો સંદેહ, આપની છાયામાં મને સર્વ પ્રકારનું સુખ અને શાંતિ છે. અવિચળ એવા આપના સ્નેહમાં મને ઉણપ જણાઇ છે કયે દિવસે?

**દીનાનાથ:** એ પૂછવાનું તો રહ્યું છે તારા હૃદયને, સરલા, હું તો એ ઉણપ જોતો આવ્યો છું...આપણા પ્રથમ મિલનથી...

**સરલા:** ઉણપ ? અને પ્રથમમિલનથી ! કઇ જાતની ?

**દીનાનાથ:** તારૂં ઓછા બોલાપણું, પ્રત્યેક પળે વિચારોની પરંપરામાં પરોવાઇ રહેતું તારૂં મન, અને આંસુઓની રાહ જોયા કરતી તારી આંખો, નિરાશામાં ડુબી જઇ નિસ્તેજ રહેતું તારૂં વદન, મારા આનંદઉલ્લાસના પ્રસંગોએ પણ ગાંભીર્ય અને મૌન સેવે છે......

**સરલા:** એતો માતપિતાની છાયામાં ઉછરતાં તેમના સંસ્કારની છાપ વડે ઘડાઇ ગએલો મારો સ્વભાવ જ શાંત છે.

**દીનાનાથ:** માતાપિતાના સંસ્કારને નાહક બદનામ કરતો આ તારો લૂલો બચાવ છે. સરલા, યાદ કર તારા એ કોલેજ જીવનના દિવસો, એ રમ્ય રસાળ જીવન ! અને એ વખતનો આખીયે કોલેજમાં પંકાઇ ચૂકેલો તારો સ્વભાવ ! વાચાળ, તોફાની છતાં નિર્દોષ અને આનંદી. જે સ્વભાવ ઉપર અને જે તોફાન ઉપર મેં મારી જીવન ઇમારતનો પાયો ચણ્યો હતો.

**સરલા:** પરંતુ, હવે તો એ કોલેજની કન્યા મટી આજે હું સમાજના એક આગેવાન ઓધ્ધેદારની પત્ની બની છું, એનો પણ મને ખ્યાલતો અવશ્ય હોવો જ જોઇએ ના ?

**દીનાનાથ:** પત્ની ? તને મારી પત્ની બનાવવામાં મેં એ આશા સેવી હતી. સરલા, કે......

આ જીવન વન છે વિકટ, એમાં સ્નેહ તું વર્ષાવશે,
તારા હૃદય ઉલ્લાસથી મુજ શોકને વિદારશે.
તારી સુંવાળી હુંફમાં આ હૃદયને અપનાવશે,
દાંપત્ય જીવનની ખરી રસલ્હાણ મુજને અર્પશે.

**સરલા:** અમર રહો તમારી એ આશા. દિનેષ !

**દીનાનાથ :** અમર રહો !

**સરલા :** પતિના સુખદુઃખમાં જ પત્નીનું સુખદુઃખ સમાએલું છે. પતિની સેવા કરવામાં જ પોતાનો જીવનસમય વ્યતિત કરવો એ પત્નિનો પવિત્ર ધર્મ છે.

આપના જીવન ઉપર મુજ જીવનનો આધાર છે,<br>આપની સેવા થકી આ કિંકરી ઉદ્ધાર છે.

**દીનાનાથ :** એકજ ધરીપર ચક્ર બે સરખા ઉભય નરનાર છે,<br>એ સૂત્ર વિનાના જીવનમાં ના કદી ઉદ્ધાર છે.

**સરલા :** પત્ની જીવનનો પતિથી સચવાએલો શણગાર છે,<br>છો દેવ દીલમંદિરના દાસી તમારે દ્વાર છે.

**દીનાનાથ :** દાસી ! પતિ-પત્નીના સાચા સ્નેહનું સંપૂર્ણ જ્ઞાન ધરાવવા છતાં અભણ યુવતિના પત્નીપણુને આચરણમાં મુકતી અને પોતાના અંતરની પીડા છૂપાવતી સરલા ! તારા શિક્ષિત હૃદયને અભણતાના ઓળારૂપે જોઉં એટલો બધો નાદાન હું નથી. સમજી ?

**સરલા :** એટલી બધી શંકા મારા વર્તન માટે ? મારી સ્નેહસરિતાના વારિ તો આપના સ્નેહસાગરમાં ઓતપ્રોત થઈ ગયા છે.

**દીનાનાથ :** અને તેથી જ એ સાગરના સલિલમાં અને એના તરંગોમાં સારાયે સંસારને તોડી ભસ્મિભૂત કરી નાંખવા જેટલો પ્રચંડ ઘૂઘવાટ આ રીતે થઈ રહ્યો છે, કેમ ?

**સરલા :** દયા કરો, દીનેષ ! આપના આ આવેશથી મારૂં હૃદય ગભરાય છે. આપના એ આવેશને દૂર કરવાનો માર્ગ......

**દીનાનાથ :** ક્યાંથી જડે ? જ્યાં હૃદયના વ્હેણુ અવળી દિશાએ વહી ચૂકયાં છે. સરલા, ભોજનની ઇચ્છા અને ભોજન માટેનો તલસાટ ભૂખ્યાને જ રહે છે, જેને બહારના મિષ્ટાન અને પકવાન સ્વેચ્છાએ આરોગવાના મળે છે; તેને નથી રહેતી પરવા કે તલસાટ ઘરના ભોજનની. સમજી ! પરંતુ તારી એ સ્વચ્છંદપણે મળતી સ્નેહબાળને......

**સરલા :** ઓહ ! દીનેષ, દયા કરી એવા ક્રૂર આક્ષેપોના કારી ઘા આ હૃદય પર ન કરો; નહિ તો......

**દીનાનાથ :** નહિ તો......એ તારી સ્નેહભરી મનહર મૂર્તિ......

**સરલા :** મનહર ! (હીસ્ટોરીયા આવવી).

**દીનાનાથ :** અરે, અરે ! આ શું ? સરલા ! સરલા ! ઓહ ગોડ... રામા, એ રામા (નોકરને બૂમ મારે છે).

**સુરેન્દ્ર :** (પ્રવેશી) શું છે દીનેષ ? બૂમ કેમ મારે છે ?

**દીનાનાથ :** (સરલાને બતાવી) સરલા......

**સુરેન્દ્ર :** ઓહ ! હીસ્ટીરીયા ! (સરલાની આંકડી સમાવવા યત્નો કરે છે).

**દીનાનાથ :** રામા......ક્યાં મરી ગયો......

**નોકર :** (પ્રવેશી) આર હ્યો, સાહેબ.

**દીનાનાથ :** ક્યાં હતો ? બદમાશ ! જા જલ્દી પાણી લાવ !

(બાજુ પર જઈ ફોન કરે છે) હલો ! વન......ફોર......ફાઈવ. હલો ! હું દીનાનાથ ! યસ, ડોકટર, કમ સુન.........સરલા સીરીયસ. (ફોન મૂકી દે છે).

**સુરેન્દ્ર :** દીનેષ ! અચાનક આ પ્રમાણે થવાનું કારણ ?

**દીનાનાથ :** હું પણ શોધી રહ્યો છું, મોટાભાઈ.

**સુરેન્દ્ર :** કાંઇ કંકાશ તો નથી થયો ને ?

**દીનાનાથ :** નો...નો...એવું ખાસ કાંઇજ થયું નથી.

**ડોકટર :** (પ્રવેશી) હલો, દીનાનાથ !

**દીનાનાથ :** હરી અપ ! ડોકટર, હીઅર ઇઝ સરલા........... (ડૉકટર સરલાને તપાસી આંકડી સમાવવાના યત્નો કરે છે).

**સુરેન્દ્ર :** દીનેષ ! તારૂં મુખારવિંદ કહે છે કે કાંઇક કંકાશ જરૂર થયો છે.

**દીનાનાથ :** મને એવું કાંઇજ સમજાતું નથી, મોટાભાઇ.

**ડૉક્ટર:** ( સરલાની આંકડી સમાઇ જતાં ) દીનાનાથ ! સરલાની બીમારી માનસીક છે. હૃદય ઉપર આઘાત છે. એને આત્મશાંતિની જરૂર છે, સમજ્યા.

**દીનાનાથ:** ઓહ...આઇ...સી.

**ડૉક્ટર:** ગુડ બાય.

**સુરેન્દ્ર:** થેંક્યુ, ડૉક્ટર...(ડૉક્ટર જાય છે).

**દીનાનાથ:** માનસીક...બીમારી...

**સુરેન્દ્ર:** જરૂર, દીનેષ, હીસ્ટીરીયાનું કારણ મોટે ભાગે માનસીક વ્યથા જ હોય છે, અને એવા સંજોગોમાં હૃદયના આવેશ પર સંયમ રાખતાં શીખવું પણ જરૂરી છે. સમજ્યો. સરલાને આત્મશાંતિની જરૂર છે.........

(સુરેન્દ્ર જાય છે).

**દીનાનાથ:** (સ્વ) હૃદયના આવેશ પર સંયમ !

**સરલા:** (અચાનક ઉભી થતાં) મનહર...વ્હાલા મનહર......

(બેબાકળી બની દોડે છે).

**દીનાનાથ:** (સરલાને અટકાવી) સરલા.........

(સરલા બેહોશ બને છે. દીનાનાથ તેને પોતાના હાથ ઉપર, જમીન પર પડતી, રોકી લે છે)...મનહર ! મનહર ! કોણ છે એ મનહર !

(દીનાનાથના આવેશભર્યા ઉદ્‌ગારો).

**પ્રવેશ : સમાપ્ત**



**પ્રવેશ : બીજો.** **સ્થળ : મેઘાભાઈનું મકાન.**

**પાત્રો :** મેઘાભાઇ, રામજી, પ્રેમચંદ, પ્રમિલા, કંચન અને હોટલબોય.

(મેઘાભાઈ અને રામજી પ્રવેશે છે.)

**મેઘા :** શા માટે ધ્યાન ન રાખે, જમાઈ થયો તેથી થયું શું ? અને તારી અક્કલમાં અંગારા ફુટયા છે, કે સવારની ગઈ અને અત્યાર સુધી ન આવી ત્યાંસુધી તપાસ જ ન કરી.

**રામજી :** પણ કાકા મારે માથે તે કાંઇ એક કામ છે, કે મને એમનું જ ધ્યાન રહે.

**મેઘા :** અરે અઢાર કામ હોય તોયે પડતા મૂકવા; હું તને સાફ ચેતવણી આપું છું કે જો તારે તારો નોકરો ટકાવવો હોય તો મારી છોકરીનું ધ્યાન પહેલા રાખવું પડશે.

**રામજી :** ભલે.

**મેઘા :** અરે પણ હું તે એને ક્યાં શોધું ? સાંજ પડવા આવી પણ પ્રમિલા હજી ન આવી. ક્યાં છે પ્રેમચંદ ?

**પ્રેમચંદ :** હાજર છે, સસરાજી.

**મેઘા :** શું ધ્યાન રાખો છો ? તમારૂં તે કેમ તબલ ફૂટી ગયું છે ? આ સાંજ પડવા આવી અને પ્રમિલા હજી ન આવી.

**પ્રેમ :** તે આવશે. એમાં આટલા બધા ધમપછાડા શાના કરો છો ? તમારી છોકરી ભલભલાને તોબા પોકરાવે એવી છે. એની ફીકર શા સારૂ ! થોડો જ હવે એ કાંઇ દુધ પીતી છે કે ક્યાંક ખોવાઇ જાય.

**મેઘા :** ભાઇ, મારા મનથી તો એ હજી દૂધ પીતી જ છે અને હું તમને પણ સાફ ચેતવણી આપી દઉં છું કે આજથી તમારે પણ એને દૂધ પીતી જ માનવી.

**રામજી :** અરે કાકા ! આ શું બોલો છો ? ધણી તે, બાયડીને કોઇ દી દૂધ પીતી માનતો હશે ?

**પ્રેમ :** એમાં હરકત શું છે ? આજે એમની દીકરીને દૂધ પીતી માનવાનું ફરમાન થયું છે અને આવતી કાલે એમને પણ મારે દૂધ પીતા માની થપ્પડ મારી ઠેકાણે લાવવા પડશે.

**મેઘા :** બસ ચૂપ રહો. તમે તે મારા જમાઈ છો કે મારા બાપ ?

**પ્રેમ :** અને તમે તે મારા સસરા છો કે સરમુખ્ત્યાર ? કે...હીટલરની માફક ફજેતીના ફરમાનો જ કાઢયા કરો છો.

**મેઘા :** ત્યારે તમે જમાઇ થયા શું કરવા, જખ મારવા ?

**પ્રેમ :** તબેલો સાફ કરવા...માળુ બેટુ, આયે દુઃખ છે ને. હું ઘરજમાઇ થયો, તે શું તમારી હમાલી કરવા માટે ?

**મેઘા :** અલબત્ત ! મેં ઘરજમાઇ રાખ્યા તમને મારા સુખ માટે.

**પ્રેમ :** અને હું જમાઇ થયો મારી કઠણાઇ ઉભી કરવા માટે.

**મેઘા :** તકરાર નહિ જોઇએ, ઝાઝી વાયડાઇ કરશો તો ઘરમાંથી હડસેલી મુકીશ, તો ડાબ્યાં વેરાઇ જશે. એક તો ગરીબ ઘરના જાણી ઘરજમાઈ બનાવ્યા, કમાવાની તો પોંચ નથી, અને પાવરમાં જાણે મોટા લોર્ડ કર્ઝનનો છોકરો......

**પ્રેમ :** અરેરે ! શું જખમારી છે. નાનપણમાં મારા લગ્ન કરી મારા માતાપિતા સ્વર્ગધામ સીધાવી ગયા, અને નિરાધાર જાણી તમારા સુખની ખાતર તમે મને તમારો ઘરજમાઇ કરી રાખ્યો, અને ઉપરથી રોફ બતાવો છો.

**મેઘા :** બસ......ચૂપ.

**પ્રેમ :** અરે......પણ......

**મેઘા :** બસ, એક શબ્દ પણ નહિ, જાવ......તપાસ કરો......

**પ્રેમ :** અરે પણ હું એને કયાં ગોતું ? એવે એવે ઠેકાણે ઈ જાય છે કે મને તો ઈ ઠેકાણે જતાંજ ભૈયો ઘોકો દેખાડે છે; કોઇ ડેન્સ પાર્ટીમાં, કોઇની ટી પાર્ટીમાં, કોઇ ડ્રામેટીકલ પાર્ટીમાં......તો ઈ બધી પાર્ટીમાં હું કયાં તગડાતો ફરૂં.........

મેઘા : તમે નથી જતા ! ઠીક, ત્યારે હું જ જાઉં છું. (જાય છે)

રામજી : કાં પ્રેમચંદભાઇ ! કાકા તો ગુસ્સે થઇને હાલવા માંડ્યા.

પ્રેમ : તે હાલેજ ને ! એને એની છોકરીની પડી છે, અને મારી આબરૂની જરાયે દરકાર રાખતો નથી. મારા દોસ્તોમાં હળવે હળવે આ વાત જાહેર થતી જાય છે કે પ્રેમજીનું ઘરમાં કાંઇ ચાલતું નથી. બહાર તો મોટો રોફ હાંકે છે, પણ ઘરમાં બાયડીના હાડલા હુકવવા પડે છે. રામજી, મારી હાલત જોઇ તને રડવું નથી આવતું ?

રામજી : ભાઇ, હું તો નાનપણમાં રોઇ રોઇને ધરાઇ ગયો છું. અને આ ઘરમાં આવી મેઘાકાકાની નોકરીએ રહ્યા પછી, તમારા જેવા પરણેલાની હાલત જોઇ રોવાનું રાજીનામું આપી દીધું છે.

પ્રેમ : ભલે ભાઈ, ત્યારે મને એકલાને જ રોવા દે. (રોવા બેસે છે.)

રામજી : (અટકાવી) જુઓ, જુઓ, મેઘાકાકા ગોતવા ગયા અને પ્રમિલા બ્હેન તો આવી પહોંચ્યા.

પ્રમિલા : (કંચન સાથે પ્રવેશતાં) બીલકુલ ખોટી વાત, હું નથી માની શકતી કે તે લોકોને એટલી બધી તકલીફ પડતી હોય.

કંચન : અરે તમને શું ખબર, એ અછૂત કન્યાનો પાઠ કરનાર દેવીકારાણીને બે કલાક સુધી ઉન્હા પત્થરોમાં ઉઘાડા પગે ચાલવું પડેલું, જેનો સીન માત્ર આપણને એક સેકન્ડ માટે જ દેખાણો. અહો ! કેટલું બધું ભાવનામય કામ.

પ્રેમ : (સ્વ) જોઇ લ્યો, આ અમારા ધર્મપત્ની, અત્યારે અછૂત કન્યાની ચર્ચામાં ઉતર્યા છે, અને અહિં ઘરનો ધણી બિચારો અછૂત કરતાંયે નીચી ડીગ્રીમાં ઉતરી ગયો છે, તેની દરકાર નથી. હે ભગવાન ! આવી ભણેલી ભામાઓના મગજમાં સતી સીતાની પતિભક્તિ ઉતાર, નહિ તો જતે દહાડે અમને એ ઘોડીઆં તાણતી કરી મૂકશે.

પ્રમિલા : ( કંચન સાથે વાત કરતી ) મેં સાંભળ્યું છે કે તે દેવીકારાણી છેક વિલાયત સુધી જઇ આવી છે.

**કંચન :** લગભગ મારી માન્યતા પ્રમાણે તો તેનો જન્મ જ ત્યાં થયો છે !

**પ્રમિલા :** બરાબર છે, તે સિવાય આટલું બધું ભાવનામય કામ હોય જ નહિ. અરે રામજી......

**રામજી :** જી......

**પ્રમિલા :** પપ્પા ક્યાં છે ?

**રામજી :** તેઓ તો આપને શોધવા ગયા છે.

**પ્રમિલા :** મને શોધવા ? શું હું કયાંય ખોવાઈ ગઈ હતી કે મને શોધવા ગયા છે. જા, જલ્દીથી તેમને બોલાવી લાવ.

**રામજી :** વારૂ......જી......

**પ્રમિલા :** અને હાં...બે ખુરસી લાવ તો. જલ્દી આવજે હોં, (રામજી ખુરસી લાવે છે). બેસોને કંચન બ્હેન.

**કંચન :** થેંક્યું......(બેસે છે).

**પ્રમિલા :** અરે રામજી......( ખુરસી ઉપર બેસતાં ) ગયો કે ? (પ્રેમચંદને જોતાં) એઇ...........

**પ્રેમ :** જી......

**પ્રમિલા :** બે કપ જલ્દીથી ચાહ બનાવી લાવો...સાંભળ્યું ?... કેમ ઉભા રહ્યા છો ?......જાવ બનાવી લવો......

**પ્રેમ :** પણ આજે ભેંસે ક્યાં દોવા દીધું છું.

**પ્રમિલા :** તો હોટલમાંથી લઇ આવો.

**પ્રેમ :** હોટલવાળો તો પૈસા રોકડા માંગે છે, કારણકે એને વિશ્વાસ નથી કે આપણે એના કપ-રકાબી પાછા આપશું કે કેમ.

**પ્રમિલા :** જાવ, બોલવાનું ભાન રાખો જરા, કોઇ આવ્યું ગયું જોતાં નથી અને જેમ તેમ બોલ્યે રાખો છો તે......જાવ.

**પ્રેમ :** વારૂ સરકાર. અરે રે, હોટલવાળાને શું મોઢું દેખાડું. મારો વટ દેખાડવા મારા દોસ્તદારોને મેં ઉધાર ચાહ પાયે રાખીને બીલ રૂપિયા

ક્ષાતું થઈ ગયું છે. હવે જો એની નજરે પડીશ તો જરૂર એ દીકરો મારો, મારો તો ડગલો જ ઉતારી લેશે.

પ્રમિલા : કેમ ઉભા ? જાવ......

પ્રેમ : વારૂ સરકાર......

કંચન : પ્રમિલા, આવો ઉદ્ધત માણસ કોણ છે ?

પ્રમિલા : એ...તો...મારા પપ્પાનો પ્રાઇવેટ સરવન્ટ છે.

પ્રેમ : જોઈ લ્યો, હું આ બાઇ સાહેબના પપ્પાનો પ્રાઇવેટ સરવન્ટ છું, એમ કહેતાં જીભને ઝાટકા વાગે છે કે એ મારા ભવિષ્યના થનારા ફરજંદના પિતા મુઆ છે. લ્યો, સામેથી સસરાજી આવી પહોંચ્યા...... ચાલ, રામજીને ચાહ લેવા રવાના કરી દઉં. (જાય છે).

મેઘા : (પ્રવેશી) અહો, બેટા પ્રમિલા, તું આવી ગઇ કે ? હું તો તને શોધવા માટે ઉદરવદનના ઘર સુધી જઇ આવ્યો. કયાં હતા બેટા ?

પ્રમિલા : પપ્પા, સવારની હું તો કંચનબ્હેનને ત્યાં જ હતી. વાતોમાં મોડું થઇ ગયું એટલે ત્યાં જ જમી લીધું. બાદ બે વાગ્યાનો અદ્ભુત કન્યાનો લેડીઝ શૉ હતો ત્યાં જોવા ગઇ હતી.

મેઘા : અરે, હું તો મુંઝાઇ ગયો હતો બેટા કે તું તો કયાં ગઈ.

રામજી : (ચાહવાળા સાથે પ્રવેશી) અહિં મૂક.

(ચાહવાળો નોકર પ્રમિલા તથા કંચનને ચાહ આપે છે).

પ્રમિલા : લ્યો પીઓ, કંચન બ્હેન......

કંચન : થેંક્યું......(બન્ને ચાહ પીએ છે).

મેઘા : અરે...પ્રેમચંદ કયાં છે ?

પ્રેમ : (પ્રવેશી) હાજર છે...સરકાર...

હોટલબૉય : (પ્રેમચંદને જોઇને) અહો, કોણ પ્રેમચંદભાઇ ! અરે મહેરબાન, તમે તો કાંઇ માણુસ છો ?

પ્રેમ : ત્યારે શું ફાનસ છું ?

હોટલબૉય : આજ આઠ આઠ દિવસથી મોઢું જ દેખાડતા નથી. પેલા બીલના પૈસા ચૂકવી આપો ને......

**મેઘા :** શાનું બીલ ?

**હોટલબોય :** શાનું બીલ તે વળી ચાહનું બીલ. મોટા લખેશ્વરીના દીકરાની જેમ મારી ઉપર ઓર્ડર કરીને એમના દોસ્તદારોને ચાહ પાયો. અને બીલ આપતી વખતે મોઢું સંતાડે છે. એ મહેરબાન, પૈસા ચૂકાવી દો...

**મેઘા :** પ્રેમચંદ, આ શું વાત છે ?

**પ્રેમ :** એ બધી પરાધીન ઘર જમાઇ થવાની મહોકાણ છે.

**મેઘા :** આવી રીતે જ્યાં ત્યાં ઉધારી કરી આબરૂ ગુમાવતાં તમને શરમ નથી આવતી ?

**પ્રેમ :** (સ્વ) ઘરજમાઇ બન્યો ત્યારથી મેં શરમ સાથે છુટાછેડા મેળવી લીધા છે.

**પ્રમિલા :** (ચાહ પી રહેતાં) ચાલ અલ્યા, કપ ઉપાડ......

**હોટલબોય :** (કપ રકાબી લઇ) પ્રેમચંદભાઈ, પૈસા ?

**મેઘા :** જા...હવે...આપી દેશે.

**હોટલબોય :** ના...ઈ આપી દેશેની વાત નહિ. હમણાં જ જોઇએ.

**મેઘા :** હવે...જાને...ભાઈ...

**હોટલબોય :** ઉંહું ! પૈસા લાવો, નહિ તો મારી સાથે મારા શેઠની રૂબરૂ આવી જાઓ.

**પ્રમિલા :** કેમ એય રાસ્કલ, કહ્યું ને કે હમણાં ચાલ્યો જા... છતાં માનતો નથી. જા હું એમની જામીન છું.

**હોટલબોય :** બ્હેન તમે વચ્ચે પડો મા. મારે એનો પાવર ઉતારી દેવો છે. આ એક કોડીઉં ચાહ પીશે, તેમાં તો કહેશે કે ટેબલ સાફ કર, ક્યાં મરી ગયો, ખાંડ ઓછી છે, બીજી રકાબી લાવ. અહોહોહો... મોટા ફોજદારનો દીકરો...

**મેઘા :** પ્રેમચંદ, પ્રેમચંદ, આજે તો તમે મારા ઘરની આબરૂના કાંજીયાં તરી નાંખ્યા. (ચાહવાળાને પૈસા આપી રવાના કરે છે).

**કંચન :** આવા નાલાયક સરવન્ટોને ઘરમાં ઉભા પણ ન રાખવા જોઇએ.

પ્રેમ : (સ્વ) અરેરે, મનમાં તો એવું થાય છે કે આ બધાયે હરામ-જાદાઓને એક એક લાફો મારી ઘરની બહાર કાઢું, પણ અફસોસ કે મારી પત્નીએ મારા દેહને અત્યારે સરવન્ટ તરીકે ઓળખાવ્યો છે.

મેઘા : શું બબડયા કરો છો જાવ...અંદર જાવ......

પ્રેમ : વારૂ...સરકાર (જાય છે).

મેઘા : લે બેટા, ત્યારે હું જરા બહાર જઈ આવું. જમવ'ના ટાઇમે આવી જઈશ. તું હવે ક્યાંય જવાની નથી ને ?

પ્રમિલા : ના, પપ્પા. હું ક્યાંય જવાની નથી. (મેઘાભાઇ જાય છે.)

કંચન : વારૂ ત્યારે પ્રમિલા બ્હેન, હું પણ રજા લઇશ. સાહેબજી.

પ્રમિલા : સાહેબજી...આવજો...( કંચન જાય છે. ) બસ, હવે મારૂં મગજ હાથ નથી રહેતું. પિતાજીએ નાનપણમાં જ મારા લગ્ન આ ગમાર સાથે કરી મારૂં જીવન ઝેર જેવું કરી નાખ્યું. આટઆટલો તિરસ્કાર બતાવવા છતાં હજી એનું મનોબળ જાગ્રત નથી થતું. પરંતુ પરવા નહિ. પ્રયત્ન તો નજ છોડવા. અરે ક્યાં ગયા ?

પ્રેમ : (પ્રવેશી) આ રહ્યા...

પ્રમિલા : અરે, તમને મારી ફ્રેન્ડના દેખતાં ભવાડો કરતાં શરમ ન આવી ?

પ્રેમ : પરંતુ તેમાં હું શું કરૂં ? તમારા ફાધરને પચીસ વખત કહ્યું કે મને પોકેટ ખર્ચ બાંધી આપો. તે ન માન્યું, અને આજે આખું ઘર ગધેડે ચઢયું.

પ્રમિલા : ખેર, લ્યો આ દશ રૂપીઆ. પણ હવેથી ધ્યાનમાં રાખજો કે આવી ભૂલ ફરી થવા ન પામે.

પ્રેમ : નહિ થાય. પણ મનોદેવી, હવે આ મારા પરનો ત્રાસ અસહ્ય થઇ પડયો છે. તમારી ફ્રેન્ડો સમક્ષ તમે મને સરવન્ટ તરીકે ઓળખાવો છો, એ તમારા જેવી પતિવ્રતા સ્ત્રીને કપાળે કલંકનો કાળો ટીકો ચોંટે છે.

**પ્રમિલા :** અરે સરવન્ટ તરીકે ન ઓળખાવું તો શું તમને માર માથાના મુગટ તરીકે દીપાવું ? આ તમારા દીદાર તો જુઓ, ન એટીકેટથી બોલતા આવડે, ન ચાલતા આવડે...નહિ રીસ્પેકટ. નહિ પોઝીસન... બસ હું તો તમારા જેવા ડર્ટી હસબન્ડથી હારી ગઇ.

**પ્રેમ :** અને હે ભગવાન ! હું પણ હવે આ અપ-ટુ-ડેટ બલાથી હાય જીભ કાઢી ગયો છું.

**પ્રમિલા :** બસ કરો ! વધારે જીભ ન ચલાવો......

**પ્રેમ :** અરે પણ મારી વાત તો જરા સાંભળો.

**પ્રમિલા :** શું કહો છો ?

( બન્નેનું ગાયન )

**પ્રેમચંદ :** બોલોને કાંઈ પ્રીતિના બોલો<br>
હવે તો મુખ ખોલો.........

**પ્રમિલા :** જાઓ તમે અમથી ના બોલો<br>
કહું છું નવ બોલો.........

**પ્રેમચંદ :** આમ કેમ આ જીવન જાશે કરી અમારી જુદાઇ<br>
હવે તો હૈયા ખોલો.........

**પ્રમિલા :** હેત વિનાના હૈયા ખુલે, ત્યાં રહે છે જુદાઇ<br>
કહું ના તેથી બોલો.........

( ગાયન ગાતાં જવું )

**પ્રવેશ : સમાપ્ત**



**પ્રવેશ : ત્રીજો.** **સ્થળ : ડીટેક્ટીવ દીનાનાથનો પ્રાઇવેટ રૂમ.**

**પાત્રો :** દીનાનાથ, સુરેન્દ્રરોય, મોહન અને માયા.

**દીનાનાથ :** (સીગારેટ ફુંકતાં, વિચારમગ્ન હાલતમાં આયનામાં પોતાની પ્રતિમા સામે મીટ માંડતો) ડીટેક્ટીવના ઘરમાંજ ડાકુ! દીનેષ, સાવધાન હો, અને એ ડાકુની પૂંઠ પકડ, નહિ તો લૂંટી જશે એ તારી સંસારજીવનના દોલતને વિના સંકોચે, મનહર! કોણ હશે એ મનહર? મારો જીવનશત્રુ! મોટાભાઇની શીખામણ...હૃદયના આવેશ પર સંયમ!

**સુરેન્દ્ર :** (પ્રવેશી) હા, દીનેષ, યુવાનીના મસ્ત વાતાવરણમાં મહાલતા હૃદયના આવેશ પર સંયમ રાખવો અવસ્ય જરૂરી છે.

**દીનાનાથ :** આપનો ઉપદેશ મને શીરોમાન્ય છે, મોટાભાઇ, છતાં સરલાની થતી પ્રત્યેક ભૂલને સુધારવી એ મારી એક પવિત્ર ફરજ છે.

**સુરેન્દ્ર :** સત્ય છે, પરંતુ નમ્રતા અને સમજાવટથી એ કાર્ય જેટલી સહેલાઇથી સાધી શકાય છે, તેટલી સહેલાઇથી એ દબાણ અને આવેશના વેગથી સાધી શકાતું નથી.

**દીનાનાથ :** મોટાભાઇ, ભૂલ કરનારને નમતું આપવા જેટલો મારો સ્વભાવ ઉદાર કેળવાયો નથી.

**સુરેન્દ્ર :** તો એને કેળવવા પ્રયત્ન કર, અને પછી જો કે એ સ્વભાવનો પ્રભાવ તને જરૂર લાભદાયી નીવડશે. આવેશ અવિચારી હોય છે, દીનેષ, એનાથી બને તેટલાં દૂર રહેવામાંજ જીવનની સુંદરતાની સહીસલામતી રહેલી છે. આ પ્રમાણે એકાંતમાં મિથ્યા વિચારોના વમળે ......અથડાવા કરતાં સરલાના સહવાસમાં આનંદની બે મીઠી વાતો કરતો હોય તો શું ખોટું? (જાય છે)

**દીનાનાથ :** આનંદની બે મીઠી વાતો કરવાની કેળવણી મારા સ્વભાવને આપવાના કાર્યને હું પછીથી જોઇ લઇશ. હાલ તો હું એ મનહરનીજ તપાસમાં છું.

**મોહન :** (માયા સાથે પ્રવેશી) તમે જેની તપાસમાં હતા, સાહેબ, તે ટાઇપીસ્ટ ગર્લ માટે હવે તમે ચિંતા કરશો નહિ.

**દીનાનાથ :** આવ મોહન, આ સાથે કોણ ?

**મોહન :** એજ, આપની ઓફીસની થનારી ટાઈપીસ્ટ ગર્લ......

**દીનાનાથ :** ઓહ, આઇ, સી, તું ટાઇપીસ્ટ ગર્લ લઇ આવ્યો એમજને ?

**મોહન :** જી...હા...સાહેબ.

**દીનાનાથ :** બીજી એપ્લીકેશનો પણ થોડી આવી ચૂકી છે.

**મોહન :** તે આવી હશે, સાહેબ, પરંતુ એ બધીને બાજુએ મૂકી તમારે મારા આ ભલામણપત્રક ઉપર ખાસ અને જરૂર મહેરબાની કરવી પડશે.

**દીનાનાથ :** આઇ સી. (માયાને) યોર નેઇમ પ્લીઝ.

**માયા :** માયા...

**દીનાનાથ :** મા...યા ! અભ્યાસ ક્યાં સુધી ?

**માયા :** મેટ્રીક સુધી...આગળ અભ્યાસ કરવા સંપૂર્ણ વિચાર હતો, પરંતુ મીલના અચાનક અકસ્માતથી મારા પિતાનું મરણ થયું, અને પરિણામે મારો અભ્યાસ એટલેથી જ અટકી ગયો, છતાં કોમર્સનો કોર્સ મેં પૂરો કર્યો છે.

**દીનાનાથ :** તમારા પિતાનું નામ ?

**માયા :** મુકુંદલાલ...

**દીનાનાથ :** શું કરતા હતા ?

**માયા :** નલિની મીલના હેડ એન્જીનીયર હતા.

**દીનાનાથ :** ઓહ, આઇ, નો હીમ, અને આ મોહન સાથે તમારે ક્યાંથી ઓળખાણ ?

**માયા :** એ...તો...

**મોહન :** સાહેબ...

**દીનાનાથ :** ડોન્ટ વરી, ડોન્ટ વરી...તો તમે મારી ઓફીસમાં કામ કરશો ?

**માયા :** ઘણીજ ખુશીથી સાહેબ.

**દીનાનાથ :** ઓલરાઇટ, મોહન...

**મોહન :** જી...સાહેબ.

**દીનાનાથ :** તારૂં ભલામણપત્રક પાસ થઇ ચૂકયું. આવતી કાલથીજ માયા આપણી ઓફીસની ટાઇપીસ્ટ ગર્લ છે. માટે એને ઓફીસની તમામ માહીતી આપી દેજે. સમજ્યો, હું જરા બહાર જાઉં છું...

**મોહન :** ખુશીથી પધારો સાહેબ, હું ત્યાંસુધીમાં માયાને ઓફીસની તમામ માહીતી આપી દઉં છું.

(દીનાનાથ જાય છે).

**માયા :** મોહન, તમારો જેટલો આભાર માનું તેટલો આજે ઓછો છે.

**મોહન :** એતો ઠીક પણ હવે શોકથી ઉજ્જડ બનેલા તારા ઉરના ઉદ્યાનમાં આનંદના કુસુમો ખીલ્યાં કે નહિ ?

**માયા :** જરૂર ખીલ્યાં...........

(બન્નેનું ગાયન)

**માયા :** કુસુમો ખીલ્યાં આજ ઉરના ઉદ્યાનમાં
ખીલ્યાં આનંદ ઉમંગના વ્હાલમાં...

**મોહન :** વાગે બંસી પ્રેમની
મધુરા ગાજે નાદ
ઉર વૃંદાવન રાચતી
રાધા કનૈયાની જોડ......કુસુમો...

**માયા :** ગોપી હૈયા ધડુલમાં
સ્નેહમહી ઉભરાય
લૂંટજો ને લૂંટાવજો
મીઠા મહીનાં દાન......કુસુમો...

**પ્રવેશ : સમાપ્ત**

**પ્રવેશ : ચોથો,** **સ્થળ : મેઘાભાઇનું મકાન.**

**પાત્રો :** રામજી, વાઘજી, પ્રેમચંદ, મેઘાભાઇ, પ્રમિલા.

**રામજી :** (પ્રવેશી) આ નોકરીની હમણાં કહું એવી. આ ઘરમાં સહુના પાવર જ જુદા. કાકાસાહેબ તો જાણે છે કે નોકર એટલે પગરખું, અને પ્રમિલાબ્હેન જાણે છે કે નોકર એટલે પગરખાંનું તળીયું આ બેના મતમાં, મરો મારો અને પ્રેમચંદનો બિચારો ઘરજમાઇ શું રહ્યો છે; પોતાની દેહને વેચી નાંખી અરબસ્તાની ગુલામ બની ગયો છે.

**વાઘજી :** (પ્રવેશી) અરે પ્રેમચંદભાઈ ઘરમાં છે કે ?

**રામજી :** એ જે હોય તે અંદર આવો.

**વાઘજી :** કયાં છે પ્રેમચંદભાઇ ?

**રામજી :** લ્યો, તેમને બોલાવું. અરે પ્રેમચંદભાઈ......

**પ્રેમ :** (રસોઇયાના લેબાશમાં, હાથમાં વેલણુ અને ખભે ટુવાલ સાથે પ્રવેશી) મારા બેટા લાકડાયે સળગતાં નથી અને લોટમાં કોણ જાણે મારા બેટાએ મકઇનો લોટ મેળવ્યો છે કે શું તે રોટલી જ વણાતી નથી. અલ્યા રામજી, જરા શાક તો સમારી નાંખ દોસ્ત એટલે વઘારી નાંખીએ. (વાઘજીને જોતાં) અરે તારીની આ કોણુ ? વાઘજીભાઇ......

**વાઘજી :** અને તમે કોણુ પ્રેમચંદભાઇ ? આ હાથમાં વેલણુ શું ? અને હાથ લોટવાળા, મેલું ડાટ જેવું પંચીયું ને ખભે ટુવાલ. અલ્યા, શું વીશીખાતું તમારા હાથમાં છે કે શું ?

**પ્રેમ :** અરે ના રે ના, એવું તે હોય.

**વાઘજી :** તારા આ દીદાર ઉપરથી તો મને લાગે છે કે બે ટાઇમનું ઘરમાં તું જ બાફતો હોઇશ, અને અમારા મોઢે તો બાપલાખ ચુમ્માળીસની વાતો કરે છે. ફટય માગા ખુટલ......

**પ્રેમ :** એ વાઘજીભાઇ, મારો આ દીદાર જોઇ એકતરફી મત ન ન બાંધી લ્યો. એ તો જરા આજે એનો હાથ ચોકખો નથી એટલે કુકીંગ બીઝનેસ મેં સંભાળી લીધું છે. બાકી રોજ તો રસોઈ એ જ કરે છે. અરે દોસ્ત, શું તારી ભાભીના હાથની રસોઇ ! શું એના હાથના ભજીયા.

વાઘજી : મને તો અત્યારે તારા જ ભજીયા તળાતા હોય એમ દેખાય છે.

પ્રેમ : અરે એમ તે હોય દોસ્ત, પૂછી જો મારા રામજીને, કેમ દોસ્ત રામજી! કેવો છે આપણો વટ?

રામજી : અરે શું વાત કહું એમના વટની? ભાઈ, બજારમાં નકલી આઠ ખુણીયા પાવલીનું જેટલું ચલણ નહિ હોય તેટલું આ ઘરમાં પ્રેમચંદભાઇનું ચલણ છે.

વાઘજી : ભલે......ભલે.

પ્રેમ : જરા મશ્કરો છે. (રામજીને) મારા બાપ, હાથ જોડું છું. જરા આબરૂ રાખ્ય.

રામજી : અને શેઠાણી ઉપર તો પ્રેમચંદભાઇનો એવો કડપ છે કે જરાક પ્રેમચંદભાઇ તપે એટલે તે બિચારી બિલાડી જેવી થઇને મ્યાઉં મ્યાઉં કરવા મંડે છે.

વાઘજી : શું વાત કરો છો?

પ્રેમ : એજ તો ખુબી છે, દોસ્ત.

રામજી : અને એમના સસરાજી ઉપર તો એવો ધાક બેસાડયો છે કે એક દી' પ્રેમચંદભાઇએ જરાક આંખ કાઢી એમાં તો બીચારાને આજ આઠ દી' થયા સંગ્રહણી થઈ ગઇ છે.

વાઘજી : જીવતો રહે દીકરા પ્રેમલા, એમ જ રાખતો રહેજે. હું તો હમજ્યો કે પ્રેમલો હાવ પોપાબાઇ થઇ ગયો હશે, પણ ના કાંક છે.

રામજી : કાં પ્રેમચંદભાઈ, હવે ચાહનું કહી આવું ને?

પ્રેમ : (સ્વ) જો મારે બેટે ઠસાવી છે તે! તે દિવસના આપેલા દશ રૂપિયા તો મેં આ વાઘજીભાઇ તથા પેથાભાઇને મારા લગનની બાકી રહેલી જાફત આપી તેમાં ઉડાવી દીધા અને હવે જો મારો બેટો પેલા છોકરાને બોલાવી લાવશે તો રેવડી દાણાદાણ થઇ જશે.

વાઘજી : કેમ ભૂલ્યા પ્રેમલા, ચાહની વાતુથી ભડકેછ કેમ? શું દોઢીયા નથી કે શું?

પ્રેમ : અરે ના રે ના, એ તો હું આ ડોબાની અક્કલ ઉપર વિચાર કરૂં છું, કે એમાં પૂછવાનું શું. મહેમાન આવ્યા એટલે ચાહ તો લાવવાની જ.

વાઘજી : ઠીક...ઠીક. ત્યારે અલ્યા રામજી, જરા ચાહવાળાને કહેજે કે કડક બનાવીને લાવે.

રામજી : પ્રેમચંદભાઇ, પેલી તમારી માનીતી ઉઠમણા વિજય હોટલમાંથી જ લઈ આવું ને ?

પ્રેમ : (બાજુ પર લઇ જઇ) એ મારા બાપ શા માટે મારી આબરૂ ઉપર પેટ્રોલ રેડે છે જાને કોઇ બીજી હોટલમાં કહી આવને, અને પૈસા હમણાં તારી પાસેથી આપી દેજે, પછી હું તને આપી દઈશ.

રામજી : મારી પાસે તો કાણું દોઢીયુંએ નથી.

પ્રેમ : ઠીક ત્યારે કહી તો આવ પછી જોયું જશે.

વાઘજી : કાં,, પ્રેમલા, આ ઉધારી લાવવાની વાતું હાલે છે કે ?

પ્રેમ : અરે વાઘજીભાઇ, તમે તો અક્કલમાંયે વાઘ જેવા જ રહ્યા. એ આનાની તે વળી ઉધારી હોય ! એ તો તમારા માટે નાસ્તાનું કહ્યું...

વાઘજી : ભલે...ભલે...પણ ક્યાંય તીખાની તકલીફ નથી લીધીને; મંગાવે તો બધું મીઠું જ મંગાવજે.

રામજી : કહેવું પડે, વાઘજીભાઇ કહેવું પડે...

પ્રેમચંદ : તું હવે જા બાપા, વાઘજીભાઇને વળગી ના પડ. (રામજી જાય છે).

મેઘા : (પ્રવેશી) અરે પ્રેમચંદ, પ્રેમચંદ, તમારા તો કેમ દી ઉઠી ગયા છે. આ રસોડામાં તો કુતરૂં ભરાયું છે. અને તમે આંહ ચોવટ કરવા ઉભા છો......

પ્રેમ : હડ...હડ...હડ...(ત્યાં ઉભા રહીને જ કુતરૂં હાંકે છે).

મેઘા : (વાઘજીને જોઇને) કોણ છો આપ ?

વાઘજી : કોણ, હું ?

મેઘા : ત્યારે શું હું !

વાઘજી : એ તો પ્રેમચંદભાઈને મળવા આવ્યો હતો. ઇ ને હું હારે જ ચકભીલ્લુ રમીને મોટા થએલા.

રામજી : (ચાહવાળા સાથે પ્રવેશી) લાવ ભાઇ આપ આ... સિંહજી...અરે વાઘજીભાઇને...(વાઘજીભાઇ ચાહ પીએ છે).

મેઘા : કોણે મંગાવી છે ?

રામજી : પ્રેમચંદભાઈએ......

મેઘા : એમ કે ?

પ્રેમ : સરકાર...મહેમાન માટે મંગાવી છે...

પ્રમિલા : (પ્રવેશી) એલાઉ પપ્પા, મારે માટે મેં જે ધારી હતી તેજ કેરેકટર નક્કી થઇ ગઈ.

મેઘા : એમ કે ?

પ્રમિલા : અને પ્લોટ પણ એટલો સરસ છે, પપ્પા તમે જો જો તો ખરા હું મારી કેરેકટર કેવી ઉંચકી જાઉં છું.

વાઘજી : (ચાહ પીતાં) અલ્યા પ્રેમલા, આજ તારી ઢીંગલી કે શું ?

પ્રેમ : જી...હાં ! અને એ ગેધરીંગમાં દુ:ખી દુલ્હનનો પાઠ કરવાના છે.

પ્રમિલા : પપ્પા, તમારે જરૂર જોવા આવવું પડશે હાં !

મેઘા : હા...હા...બેટા. જરૂર.

પ્રમિલા : અરે પપ્પા, આજે બે વાગે અમારૂં રીહર્સલ છે ? તો તમે ત્યાં આવશોને ? ચાલોને આપણે સાથેજ જમીને જઇએ. (વાઘજી ચાહવાળાને કપરકાબી આપે છે. વાઘજીને જોઇને) પપ્પા, આ કોણ છે ?

મેઘા : એતો પ્રેમચંદને મળવા આવ્યા છે.

પ્રમિલા : આઇ. સી. (વાઘજીને) ગુડ મોર્નીંગ મીસ્ટર...

વાઘજી : ભલે...ભલે...રામરામ !

પ્રમિલા : રામરામ ? છટ્, ચાલો પપ્પા જમી લઇએ.

(પ્રમિલા અને મેઘાભાઇનું જવું)

ચાહવાળો : શેઠ સાહેબ, ચાહના પૈસા ?

પ્રેમ : હમણાં છુટા નથી, પછી લઇ જજે.

**રામજી :** સાંજની ગાડીમાં તો એ બહારગામ જવાના છે. લઇ લેજે. પછી હું જવાબદાર નથી.

**ચાહવાળો :** શેઠ સાહેબ, ઉધાર રાખવાની મ રા શેઠે ના પાડી છે,

**પ્રેમ :** અરે પણ ઉધાર કયાં રાખવાના છે? તારા શેઠને પૈસા આગળથી આપ્યા છે; જા...

**વાઘજી :** અલ્યા, પ્રેમલા, નાસ્તો તો ન આવ્યો.

**મેઘા :** (પ્રવેશી) પ્રેમચંદ આ કુતરૂં લોટ ખાઈ ગયું કે શું? હજી સુધી રસોડામાં ખાવાનું ઠેકાણું નથી...

**પ્રેમ :** એ તો ડૉગ સાહેબે જમી લીધું.

**પ્રમિલા :** (પ્રવેશી) ઓહ, શું કુતરૂં ખાઇ ગયું? મારે બે વાગે તો રીહર્સલમાં જવાનું છે, અને હજીસુધી તમે ખાવાનું નથી બનાવ્યું? તમને તે હું શું કહું?

**પ્રેમ :** મહેરબાની કરીને કાંઇ બે લશોજ મા.

**પ્રમિલા :** બી. ક્વાએટ, કેમ નહિ બેલું? જાવ જલ્દી જાવ, મારે માટે હોટલમાંથી નાસ્તો લઇ આવો.

**ચાહવાળો :** શેઠ સાહેબ, ચાહના પૈસા?

**પ્રેમ :** લે પૈસા...(મારવા હાથ ઉગામે છે).

**ચાહવાળો**—એમ છે? તો ઉભો રહે, દીકરા મારા. તારૂં તો માથું જ ફોડી નાંખું. (કપરકાળી મારવા ઉગામે છે).

**મેઘા :** પ્રેમચંદ, પ્રેમચંદ, આ શું?

**રામજી :** એ તો ચાહના પૈસા માંગે છે.

**પ્રમિલા :** પાછી ઉધારી કરી......યુ ઢેમ!

**વાઘજી :** અલ્યા પ્રેમલા, આ શું કહેવાય!

**ચાહવાળો :** શેઠ, પૈસા મૂકી દો, નહિ તો આટલી જ વાર... (પાછો કપ-રકાબી ઉગામે છે).

**પ્રમિલા :** કેમ અલ્યા, ઇડીયટ. જાય છે કે નહિ? જા...... (મારવા ઉઠે છે).

મેઘા : હાં...હાં...બેટા ! (પ્રમિલાને રોકે છે, ચાહવાળાને પૈસા આપી કાઢે છે).

પ્રમિલા : બસ, આજે તો એમનો ઘડો લાડવો જ કરી નાંખું. (વાઘજીને) જાવ, તમે પણ બહાર જાવ. વાતોમાં વળગાડી મને તમે જ ભૂખે રખાવી છે. ગેટ આઉટ......

વાઘજી : અલ્યા પ્રેમલા, કાંક તો બોલ......

રામજી : હવે એમના તાજીયા ટાઢા છે, માટે સમજીને તમે પણ અહિંથી સાડાબાર ગણી જાવ, નહિ તો તમે પણ કયાંક ખાઇ બેસશો.

વાઘજી : હત્તતારીની, આનું તો મારા બેટાનું બાયડી પાંહે કાંઈ હાલતું નથી. નકામી જ ડીંગ ઠોકે રાખે છે. (જાય છે)

મેઘા : પ્રેમચંદ, તમને આટઆટલી શિખામણ આપી, છતાં તમે એવાને એવા જ રહ્યાં......

(ગાયન)

મેઘાભાઈ : બુડથલ જમાઈ જુઓ જ્યાં ત્યાં કરતા ગોટાળા,
પ્રમિલા : નફ્ફટ થઇને ઘરમાંહી એ કરતા વાનરચાળા.
પ્રેમચંદ : બિચારા ઘરજમાઇ...બૈરીના પટાવાળા,
કઠીઆરા ને ભઠીઆરા એ સાથે પહેરાવાળા.
પ્રમિલા : અ ર ર ર...દીલમાં વાગે ભાલા......
પ્રેમચંદ : તારા શબ્દો વ્હાલા વ્હાલા......
મેઘાભાઈ : શું નફ્ફટ છે......
પ્રેમચંદ : ઘનચક્કર છે......
પ્રમિલા : ઓહ માય ગૉડ, હસબન્ડ ઇઝ ગમાર
પ્રેમચંદ : ડાર્લીંગ યોર, ફાધર ઇઝ ચમાર......

(ગાયન ગાતા જવું)

પ્રવેશ : સમાપ્ત

✿

**પ્રવેશ : પાંચમો.** **સ્થળ :** ડીટેક્ટીવ દીનાનાથના બંગલાનો વિહારકુંજ.
**પાત્રો :** સરલા, માયા, મનહર, દીનાનાથ, સુરેન્દ્રરૉય...

(સરલા નિરાશામાં ડુબી હૃદયમંથન ચલાવે છે)

—: ગાયન :—

ક્યાં છે વસ્યા કિનારા ઓ પ્રેમપંથી તારા,
છે ક્યાં જીવનતણા એ પંથો અતિ રસાળા.
સાગર મહાન ઘૂઘવે ભરતી તરંગ ઉછળે,
તોયે રહે નિરાલા તેના અચળ કિનારા.
ગિરીકુંજ સર્વભેદી વહે છે પ્રવાહ જળના,
તેના અપિ રસાળા રહે છે વસી કિનારા.
જો સ્નેહ વ્હેણ ધારી વહે છે જીવન સરિતા,
દૂર દૂર હોય તારા શાને પ્રણય કિનારા.

**સરલા :** (ગાયન પૂરું થતાં) કહે, કહે, ઓ પ્રણયપંથી......

હરિઆળ તારા પંથમાં કંટક વસે શાને,
તારી સરિતાના કિનારા દૂર છે શાને.
નિર્મળ હૃદય તારૂં વિયોગે ઝુરતું શાને,
નિર્દોષ છે તો પણ જગત દોષિત ગણે શાને.

**માયા :** (પ્રવેશી) જરૂર કહું...સરલાબ્હેન !

ખરી વસ્તુ જગતમાંહિ મહાયત્ને ગ્રહણ થાયે,
પ્રણયના પંથ પર જાતાં, વિપત્તિ ખૂબ હંફાવે.
છતાં દીલમાં અડગતાથી ધરી જો હામને રાખે,
કુસુમવત્ એ બને કંટક જીવન આ ધન્ય થઇ જાયે.

**સરલા :** માયા, શીખવે છે તું મને પ્રણયના પંથનો અને જીવનની ધન્યતાનો બોધપાઠ; કિંતુ બ્હેન, એ વિષયના મેં વાંચી નાંખ્યા છે અને હજીયે વાંચ્યે જાઉં છું કેટલાયે પુસ્તકો...છતાં આત્માને શાંતિ......

**માયા :** વળશે, બ્હેન, ધીરજ ધરો, દુઃખો સહન કરવા એ પણ જગતમાં જીવન જીવનારની એક ફરજ છે.

**સરલા :** છતાં હરકોઇ વસ્તુને હદ હોય છે. માયા, મારા હૃદયની આંતરવ્યથા......

**માયા :** હું સારી રીતે સમજી ગઇ છું. સરલાબ્હેન, સમાજને આજ આંતરવસ્તુ જાણુવાની ક્યાં પરવા હોય છે? એ તો પારકાજીવનમાં કલંકના અને પડતીનાજ ડાઘ જોવા ટેવાઇ ગએલો હોય છે.

**સરલા :** સત્ય છે, માયા, તારા શબ્દો સાવ સત્ય છે, હું જરૂર ધીરજ ધરીશ, બ્હેન...

**માયા :** લ્યો ત્યારે ઓરીસ ટાઇમ થવા આવ્યો છે, એટલે હવે રજા લઇશ.

**સરલા :** ખુશીથી માયા, અવારનવાર ફુરસદ લઇ આવતી રહીશ તો મારા આત્માને એથી જરૂર શાંતિ મળતી રહેશે. (માયા જાય છે). માયા મને ધીરજ ધરવા, દુઃખો સહન કરવા શીખામણ આપી ગઇ. શું એ અનહદ દુઃખો સહન કરવા પછી પણ મારા આત્માને શાંતિ...મળશે. અરેરે! મને શાંતિનો કોલ આપનારો ક્યાં હશે એ મનહર?

**મનહર :** (પ્રવેશી) આ રહ્યો...સરલા, મનહર આ રહ્યો.

**સરલા :** કોણ મનહર? મારો મનહર?

**મનહર :** હા, સરલા, તારો અભાગી મનહર?

**સરલા :** મનહર, તું અહિં અચાનક ક્યાંથી?

**મનહર :** હૃદયના આવેશથી. અહરનિશ તારા દર્શનનું ભૂખ્યું, આ મનહરનું હૃદય નથી સહન કરી શકતું તારો વિયોગ, સરલા, ભગિરથ પ્રયત્નો કરી ચૂક્યો છું, તારી ચોવીસે કલાક થતી સ્મૃતિને ભૂલી જવા, પરંતુ કેમે કરી આ મન મનાવ્યું માનતું નથી.

**સરલા :** સમજું છું તારા હૃદયને સારી પેઠે. મનહર!

**મનહર :** તો પછી બચાવ, સરલા, તારા મનહરને બચાવ. તારા સંયોગ વિના મારૂં જીવન અસહ્ય છે.

ખીલી રહી'તી વસંત તારા સંગથી મુજ જીવનમાં,<br>
કોકિલ હતી તું ટહુકતી મારા જીવન ઉદ્યાનમાં.

આનંદ હિંડોળે ચઢી એના મધુરા ધ્યાનમાં,
સંસારને ભૂલી જતો તારા જીવન સંગાથમાં.
પરંતુ......આજે જીવન ઉદ્યાનથી છે કોકિલા ઉડી ગઇ,
નિરાશાને શૂન્યતા છે આજ ત્યાં બાકી રહી.

**સરલા :** મારૂં જીવન તારા કરતાંયે વિશેષ દુઃખદાયક બની બેઠું છે, મનહર, એક તરફ તારો વિયોગ, અને વ્યથા! બીજી તરફ, સમાજના એક હોદ્દેદાર ડીટેક્ટીવની પત્ની તરીકેની ફરજો...

શણગાર સ્વામી રીઝવવા અંગે નવલ સજવા,
સળગે ભલે અંતર છતાં આનંદ મુખ ધરવા;
પતિ પગલે કદમ ભરતાં ખુશીથી દુઃખને સહવા,
પતિએ પૂજ્ય સ્વામીદેવ સદા તેનાં પૂજન કરવા.

**મનહર :** શાંત દીસે એવા હદ બહારના દુઃખો સહન કરવાની શી જરૂર છે સરલા? જેને ખાતર તેં તારૂં સર્વસ્વ અર્પણ કર્યું, તેના પ્રતિથા પણ જો તને દુઃખજ રહેતું હોય તો એ બંધનોમાં જકડાઇ રહે છે શા માટે?

**સરલા :** મારા ભાગ્યબળે!

કો યુગલનાં સુખી જીવન બરબાદ મેં કીધાં હશે,
એ પૂર્વભવના પાપ આજે દુઃખ આ દેતા હશે.

**મનહર :** એ પૂર્વભવ અને પાપ પુણ્યના વિચારો જ માનવીને કાયર અને હતાશ બનાવે છે, સરલા! તારા એ દુઃખોના નિવારણનો માર્ગ...

**સરલા :** મને તો નથી જડતો, મનહર...

**મનહર :** તો હું બતાવું, સરલા, આ સ્થાન છોડી અત્યારેજ અહિંથી આપણે નાસી છૂટીએ......

**સરલા :** ક્યાં?

**મનહર :** દૂર...દૂર. જ્યાં આપણા સંબંધની આડે સમાજ કોઇપણ રીતે ન આવી શકે, તારા આત્માને શાંતિ અને સંતોષ મળી શકે અને આપણું ઉભય જીવન સુખચેનથી વિતાવી શકીએ ત્યાં...

સૃષ્ટિ અતિ વિશાળ છે, સ્થાનો ઘણાં શાંતિ ભર્યાં,
એ કુદરતે માનવ જીવનને માટ છે ઉત્પન્ન કર્યાં.

તો ચાલ...દુઃખોભર્યાં આ રૂઢીઓના બંધનો છુટા કરી,
આત્મશાંતિ લૂંટીએ શાંતિનિકેતન જઇ વસી.

**સરલા :** હૃદયના આવેશમાં ભાન ભૂલી આ તું શું લવે છે ? મનહર !

**મનહર :** લવતો નથી, પણ સત્ય કહું છું.

**સરલા :** અને એમાંજ ફરજ અને ધર્મ સર્વ કાંઇ તું ભૂલે છે, અને સાથે આ સરલાને પણ દોરે છે...તું પાપના પંથે......

**મનહર :** તો શું તું સમાજથી ગભરાય છે ? ડરે છે ? તારા જેવી ખીલતી કળીઓના મૃદુજીવનને રૂઢીઓના બંધનોમાં કચડી નાંખનાર એ નિષ્ઠુર હિંદુ સમાજના જડબા તોડી હાડકાઓના ચૂરેચૂરા કરી નાંખવાની તાકાત આ બાહુબળમાં મોજુદ છે.

**સરલા :** તને ખ્યાલ છે કે એ ડીરેકટીવ છે ?

**મનહર :** એ તારો ડીરેકટીવ હો કે કોઇપણ, એ મુકિત યજ્ઞમાં ભલે હોમાઇ જાય આ જીવન ! સરલા, હું તને જરૂર પહોંચાડીશ તારા સુખને પંથે.

**સરલા :** બસ કર, મનહર, તારા આવેશભર્યાં હૃદયના ઉન્માદમાં તું એમની ઉપર છાંટા ઉડાડી રહ્યો છે અપમાનના! એનો જરા ખ્યાલ કર, આ જગતની નજરે અને આર્ય વિધિ અનુસાર હું એમની પત્ની બની ચૂકી છું. અને એમની પત્ની તરીકે મેં એમને અર્પણ કરી દીધી છે મારી કાયા, મનહર ! આજ સરલાનો શિક્ષિત મનહર આવેશમાં આવી જતાં.........

**મનહર :** (પશ્ચતાપથી) ભાન ભૂલ્યો છે, સરલા...ક્ષમા કર...

**સરલા :** મનહર, આપણે તો હજીસુધી વિશુદ્ધ છીએ.

**મનહર :** એટલે તું કહેવા શું માંગે છે ?

**સરલા :** એજ કે હું તને પહેલાં ચાહતી હતી, દીલમાં ઉમેદ હતી, તને મારા જીવનસાથી બનાવવા...હવે આજથી ચાહીશ તને મારી રક્ષાના હકદાર તરીકે...ભાઇ તરીકે......

**મનહર :** ઓહ, સરલા, એવી કપરી કબુલાત......

**સરલા :** અપનાવવા જેટલું આત્મબળ તારામાં જરૂર છે. મનહર, જેટલી મહેનત તેં મને તારી જીવન સંગીની બનાવવા ખર્ચી હતી, તેટલીજ મહેનત કર હવે તારી બ્હેન બનાવવા મને ખાત્રી છે કે તારૂં આત્મબળ એ કાર્યને જરૂર પાર પાડશે.

**મનહર :** સરલા, શું મારી એ કબુલાતથી તારા હૃદયને સુખ અને શાંતિ મળશે ?

**સરલા :** જરૂર મનહર, આપણો એ સંબંધ આપણને વિના સંકોચે એક સાથે લાવી મૂકશે, અને તો પછી શાંતિ.........

**મનહર :** તારા આત્માને જરૂર થશે, એમજને ? તો ખુશીથી, સરલા, હું એ કપરી કબુલાત ગમે તે ભોગે પણ સ્વીકારવા તૈયાર છું.

રક્ષાનો તારી, બ્હેન જો આજે કર્યો સ્વીકાર છે.
ભગિની સુખ શાંતિ માટે ભાઈ આ કુરબાન છે.

**સરલા :** ધન્ય હો મનહર, એક નહિ ને બીજે માર્ગે પણ આજ મારા જીવનની ઉદાસીનતા ટળી ગઇ.

**મનહર :** હવે મારા આત્માને પણ શાંતિ વળશે, બ્હેન, લ્યો ત્યારે હવે હું જઇશ.

**સરલા :** મનહર ! હવે આપણા આ સંબંધને સમાજ કોઇ પણ રીતે તોડી શકે એમ નથી. તો તારા પવિત્ર દર્શનનો લાભ......

**મનહર :** તારી સૌમ્યમૂર્તિના દર્શન કરવા હું જરૂર આવતો રહીશ, બ્હેન, જાઉં છું, જતાં પહેલાં એ માનનીય દીનનાથ માટે મેં જે કાંઇ કટુ શબ્દો ઉચ્ચાર્યાં તે અપરાધ બદલ હું ક્ષમા યાચું છું. (મનહર ક્ષમા યાચવા પગે પડે છે)

(ત્યાં અચાનક દીનાનાથ પ્રવેશી...અટકે છે)

**સરલા :** નહિ, નહિ, મનહર...(હાથ પકડી ઉભો કરે છે).

**દીનાનાથ :** (સ્વ) મનહર ! જેની હું તપાસમાંજ હતો.

**મનહર :** જાઉં છું...ત્યારે...(જવા માટે પાછો ફરે છે.)

**દીનાનાથ :** ( મનહરને અટકાવી ) સબૂર, જાય છે કયાં ! ઓ શીયળવતી સૌમ્ય સરલાદેવીના પૂજારી મનહર, આવ્યો છે દેવીના મંદિરમાં સહર્ષ તો હવે એની પ્રસાદી પણ લેતો જા......

**મનહર :** દીનાનાથ......

**દીનાનાથ :** બસ! મનહર, મારા સુખભર્યા સંસાર માર્ગે કંટક બની વિહરનાર મનહર, મેં તને આજ સારી રીતે ઓળખ્યો.

**સરલા :** દીનેષ, તમારે જે કાંઈ કહેવુ હોય તે મને કહો...પરંતુ...

**દીનાનાથ :** શટ અપ, કુલટા, મારા કાર્યમાં જરા પણ બોલી છે તો યાદ રહે આજ તમારા બન્નેના પ્રાણ સલામત નહિ રહે.

**મનહર :** આવેશમાં આવવાની કાંઈજ જરૂર નથી, દીનાનાથ...

**દીનાનાથ :** ચુપ રહે, હું જે કાંઇ પૂછું તેનો સીધી રીતે જવાબ આપ...કોની રજાથી તેં મારા કમ્પાઉન્ડમાં પગ મૂકયો?

**સરલા :** મારી રજાથી...મેંજ એને અહિં બોલાવ્યો હતો, દીનેષ!

**મનહર :** નહિ, દીનાનાથ, તમારા કમ્પાઉન્ડમાં દાખલ થવા માટે મેં કોઇની રજા લીધી નથી.

**દીનાનાથ :** એટલે, વગર રજાએ મારી હદમાં દાખલ થવાનું પ્રયોજન?

**મનહર :** હૃદયનો આવેશ.........અને આપની નજરે એક મહાન અપરાધ.........

**દીનાનાથ :** અને એ અપરાધ કરી અહિ આવ્યો શા માટે?

**સરલા :** મને મળવા માટે......

**દીનાનાથ :** અહો! સરલાને મળવા આવ્યો હતો. તો આમ ચોરી છૂપીથી મળવામાં અધૂરા રહેતાં તમારી તૃષાના તાંડવોને પૂરા કરવા એને સાથેજ કાં લઈ જતો નથી, ભલા?

**સરલા :** દીનેષ, દયા કરી એવું ખોટું કલંક ન ચઢાવો...

**દીનાનાથ :** બી. અવે. રાસ્કલ! ખોટું કલંક?

**મનહર :** અલબત, આપ જે કલંક અમારા શીરે ચઢાવી રહ્યા છો તે સાવ ખોટું છે.

**દીનાનાથ :** અરે હળાહળ પાપ કર્યા છતાં નિષ્પાપ હોવાનો ઢોંગ કરતાં ઓ સફેદ સ્વાંગધારી મહંત! કયાં છે! પાપ કર્યું છે તો તેની કબુલાત કરવા જેટલી હિંમત અને મર્દાનગી તારામાં કયાં છે?

**મનહર :** છે, મોજુદ છે, પરંતુ પાપ મેં કર્યું નથી, અને સરલા...એ ચાહતી નથી, નહિ તો આ સૃષ્ટિના કોઇપણ સ્થાનેથી સરલાને ઉપાડી લઇ જવાની અડગ હિંમત અને તાકાત આ શરીરમાં મોજુદ છે. અને સંસારની કોઇ શક્તિ એવી નથી કે મને તેમ કરતાં રોકી શકે.

**દીનાનાથ :** એટલે...તું અહિં આવ્યો હતો......

**મનહર :** એજ ઇરાદાથી. દીનાનાથ! કિંતુ અફસોસ કે સરલાએ એથી ઉલ્ટું જ કર્યું...આજથી...

**સરલા :** એ મારો ભાઇ છે, અને હું એની બ્હેન છું.

**દીનાનાથ :** હા...હા...હા...હા...! શું સફાઈ? શું ચાલાકી? અરે આ દીનાનાથ ડીટેક્ટીવ છે, સમજ્યો. ભાઇ બ્હેનના સંબંધના બહાના હેઠળ પોતાના પાપને છૂપાવવા પ્રયત્ન કરતાં ઓ પાપના પુતળા... મનહર! આજ તને હું જીવતો જવા દઉં એમ નથી.

(દીનાનાથ કમરપટામાંથી રીવોલ્વર કાઢે છે)

**સરલા :** દીનેષ! ક્ષમા કરો......દયા કરો......

**દીનાનાથ :** દૂર થા......કુલ્ટા......(સરલાને તમાચો મારે છે).

**સુરેન્દ્ર :** (પ્રવેશી) ખામોશ, દીનેષ! આ બધીયે ઘટના મેં છૂપાઇને નિહાળી છે; બેમાંથી એકકે દોષિત નથી.

**દીનાનાથ :** તો પછી દોષિત કોણ? હું? મોટાભાઇ, જે વસ્તુ મેં મારી સગ્ગી નયને......

**સુરેન્દ્ર :** નહિ......તારી શંકિત – નયને......

**દીનાનાથ :** નહિ મોટાભાઇ! મારા જીવનશત્રુ મનહરને આજ હું સહીસલામત નહિ જવા દઉં......

(રીવોલ્વર લઈ મનહર ઉપર હુમલો કરવા ધસે છે, પરંતુ સુરેન્દ્ર તેને રોકી રાખે છે.)

**પ્રવેશ : સમાપ્ત**

# અંક : બીજો

**પ્રવેશ : પહેલો. સ્થળ : ડીટેક્ટીવ દીનાનાથના બંગલાનો ઓફીસ રૂમ.**

**પાત્રો** : દીનાનાથ, માયા, સુરેન્દ્ર, મોહન, સરલા.

(ટાઇપીસ્ટગર્લ માયા ટાઇપ કરી રહી છે)

**દીનાનાથ :** (પ્રવેશી) હલો, માયા.

**માયા :** ગુડ મોર્નીંગ સર.

**દીનાનાથ :** શું ટાઇપ કરો છો ?

**માયા :** ધેટ અરજન્ટ રીપોર્ટ.

**દીનાનાથ :** કેટલો બાકી છે ?

**માયા :** ઘણો જ થોડો.

**દીનાનાથ :** ક્વીક પ્લીઝ.

**માયા :** ઓલરાઇટ, સર. (માયા ટાઇપ કરે છે.)

**દીનાનાથ :** (સ્વ) માયા, કેટલું માયાળુ વર્તન ! કેટલો ભાવભીનો હૃદય સત્કાર ! અને સરલા, અભિમાની, અને બેદરકાર, સરલા સ્વરૂપવાન છે તો માયામાં શું નથી ?

કમળ નયના રૂપ ને સૌન્દર્યમાં છે કામિનિ,
યૌવના ગુણ સ્વભાવે સાક્ષાત્ માયા મોહિનિ.
કોમળ લતા છે દેહની યૌવન કુસુમ ત્યાં શોભતા,
અંતર મહી છે મસ્તીના ગૂંજાર કરતી વેદના.

તો જે હૃદયદ્વારો પર મારો સહર્ષ સત્કાર થતો હોય, તે હૃદયનાજ કાં ન થવું ? પરંતુ માયાનું હૃદય એ વાત સ્વીકારશે ?

**સુરેન્દ્ર :** (પ્રવેશી) જરૂર દીનેષ, ડાકુ સાથેની તારી સફળતા માટે હવે તારૂં પ્રમોશન જરૂર સ્વીકારાશે.

**દીનાનાથ :** એ તો આપ વડીલના આશીર્વાદની વાત છે મોટાભાઈ !

**સુરેન્દ્ર :** દીનેષ, બીજી એક વાત પુછું કે તારા મુખાર્વિંદ ઉપર જ્યારે જોઉં ત્યારે વિષાદની છાયા શા માટે !

**દીનાનાથ :** કાંઈ જ નહિ. મોટાભાઇ, હવે એ વિષાદ અને આનંદના મંથનોનો વિચાર જ મેં તો કાઢી નાંખ્યો છે.

**સુરેન્દ્ર :** કયાં છે ? તારા વર્તનમાં તો કાંઈ જ ફેર જણાતો નથી.

**દીનાનાથ :** અને જણાશે પણ નહિ. મોટાભાઈ, જે વિણા બેસૂરી બની જઈ સંગીતકારના ઉપયોગમાં ન આવતી હોય, તે વિણા કોઇ એક અજાણ્યા ખૂણે પડી રહે તોયે શું ?

**સુરેન્દ્ર :** અહિં પણ તારી ગંભીર ભુલ થાય છે, દિનેષ.

**દીનાનાથ :** ભલે થતી. મોટાભાઇ, ક્ષમા કરજો. આપ મારા જીવન ઉપદેશક બની પ્રત્યેક પળે મારી સ્વતંત્રતા ઉપર તરાપ ન મારો.

**સુરેન્દ્ર :** એવું તને લાગે છે, દીનેષ ! છતાં ભવિષ્યમાં મારા આ શબ્દો તું ખચિત યાદ કરશે.

(ફોન આવે છે)

**માયા :** (ફોનમાં વાત કરે છે). હલો, યસ, કોણ ? સુરેન્દ્રરોય ?

**દીનાનાથ :** વોટ ઇસ ઇટ, માયા ?

**માયા :** સુરેન્દ્રરોય ઇઝ વોન્ટેડ બાય દીવાન......

**સુરેન્દ્ર :** વેરી વેલ, દીનેષ ! ફરીવાર કહું છું કે કોઇપણ કાર્યમાં એકદમ અવિચારી પગલું ભરતાં પહેલાં સંપૂર્ણ વિચાર કરજે.

(સુરેન્દ્ર જાય છે)

**દીનાનાથ :** થેંકસ ! વિચાર ! હવે વિચાર કરવાનો છેજ નહિ.

**મોહન :** (પ્રવેશી) છે સાહેબ, ગઈ કાલે સાંજે જ બીજો એક ગંભીર કેસ બની ગયો છે. જેની તપાસ ઉપર પૂરતો વિચાર કરવા માટે દીવાન સાહેબે મને તમને તેડવા મોકલ્યો છે.

**દીનાનાથ :** ઓહ ! વોટ નોનસેન્સ ! મોહન, જા જઇને દીવાન સાહેબને કહી દે કે સ્પેશીઅલ રીપોર્ટ તૈયાર થવાનો હજી બાકી છે, એટલે દીનાનાથ તમને પછીથી મળશે.

**મોહન :** પણ......સાહેબ !

**દીનાનાથ :** બસ, કહ્યું છે તે પ્રમાણે કહી દેજે. જા......

**મોહન :** ઓ......કે......(માયા તરફ જાય છે).

**દીનાનાથ :** આમ કયાં જાય છે ?

**મોહન :** સોરી સર ! (પાછો વળે છે. સ્વ) આજ સાહેબની ખોપરી ઠેકાણે નથી લાગતી. (જાય છે).

**માયા :** (રીપોર્ટ આપતાં) રીપોર્ટ તૈયાર થઈ ગયો......

**દીનાનાથ :** થેંક્સ......માયા !

**માયા :** જી......

**દીનાનાથ :** કેમ ડીઅર ! હંમેશાં એકધારૂં સતત્ ટાઈપ કરતાં તને કંટાળો નથી આવતો ?

**માયા :** બીલકુલ નહિ, સાહેબ ! નોકરી કરવી રહી એટલે કંટાળો ઉપજાવ્યે કયાં પાર આવે ?

**દીનાનાથ :** ઓહ, આઇ સી. નોકરી કરવી રહી એટલે કંટાળો નથી આવતો ખરૂં ને ? માયા, આખાયે ઓફીસ ટાઈમ દરમ્યાન તું કામ-કાજમાં જ પરોવાએલી રહે છે, તે મારી ધ્યાન બહાર નથી.

**માયા :** કામકાજમાં પરોવાઈ રહેવાનો મારો મૂળથી સ્વભાવ છે.

**દીનાનાથ :** પરંતુ તારા આ સૌમ્ય અને લલિત દેહ ઉપર કામનો બોજો લાદતાં મારા હૃદયને ખેદ થાય છે ?

**માયા :** આપના એ કહેવાનો અર્થ હું બરાબર ન સમજી.

**દીનાનાથ :** એ અર્થને શું સમજાવવા પડશે ? માયા, તું તો એક શિક્ષિત સન્નારી છે. તારી પાસે શિક્ષિત સ્ત્રીહૃદય છે તોયે તને... (ઉંડો શ્વાસ લે છે).

**માયા :** આપના અંતરમાં કાંઈ વેદના થાય છે ?

**દીનાનાથ :** મારા અંતરની વેદનાનો પાર નથી. માયા, હું મારા સંસારજીવનમાંથી હાંકી મૂકાયો છું.

**માયા :** એટલે ?

**દીનાનાથ :** સરલાની મારા પ્રત્યે બેદરકારી, ગેરવર્તન ! મારૂં હૃદય હવે અન્ય આશ્રય શોધે છે.

**માયા :** આ આપ શું કહો છો ?

**દીનાનાથ :** સાવ સત્ય કહું છું. માયા ! મારૂં હૃદય તારા જ આશ્રયે આવવા ઝંખના કરી રહ્યું છે; હું તને સાચા દીલથી ચાહું છું.

**માયા :** ક્ષમા કરો, દીનાનાથ !

અધર્મીની ધર્મ પ્રત્યે ભાવના મિથ્યા,
પારધીની ચાહના હરણી પ્રતિ મિથ્યા.
સ્વામી સિવા પર પુરૂષનો સહકાર છે મિથ્યા,
પત્ની ત્યજી પરનારની છે ચાહના મિથ્યા.

**દીનાનાથ :** પરંતુ મારી ચાહના મિથ્યા નથી......માયા !

**માયા :** આપ મારા પૂજ્ય વડીલ છો, મારા જેવી આપની એક આશ્રિતા માટે એ ઝંખના કેવળ મિથ્યા છે.

**દીનાનાથ :** નહિ, નહિ, માયા ! આશ્રિતા નથી તું...પણ આજથી મારી એક પ્રણયમૂર્તિ છે...

**માયા :** એવા કટુ શબ્દો ન ઉચ્ચારો ! વિચાર કરો ! શોચો... સરલાબ્હેનને ન વિસારો...

**દીનાનાથ :** સરલાને તો હું ભૂલી જ ગયો છું. હવે તો આ હૃદય માયાને જ ઝંખે છે. શું તારે લાયક બનવા જેટલી મારામાં નથી યોગ્યતા ?

**માયા :** યોગ્યતા તમારે લાયક બનવા જેટલી મારામાં જ નથી. યોગ્યતાનો અનુપમ અર્થ આપને ક્યાં યાદ છે ?

પ્રખરતા ભાનુ ત્યજે તો યોગ્યતા તેની ગઇ,
તિમિરથી લેપાય તો શશીયર તણી શોભા ગઇ.
સ્વામિચરણથી ડગે તો સન્નારની લજ્જા ગઇ,
પત્ની ભૂલેલા પતિની છે યોગ્યતા સળગી ગઇ.

**દીનાનાથ :** તો...શું, તારૂં હૃદય......

**માયા :** હું મોહનને ક્યારનીયે અર્પણ કરી ચૂકી છું.

**દીનાનાથ :** ઓહ ! ભાગ્યશાળી મોહન ! પરંતુ...માયા, મને અપનાવવામાં તને ખચિત વધુ સુખની આશા છે...

**માયા :** વધુ સુખને માટે અમે સરજાયાં જ નથી. સ્વામિનું સુખ એજ અમારૂં સર્વસ્વ સુખ...

સાગર ઘણો ખારો છતાં સરિતા ઢળે છે સ્નેહથી,
ભાનુ પ્રખર તેના કિરણુ નલિનિ સહે છે સ્નેહથી.
કાળો રૂપે મધુકર છતાં પુષ્પો ગ્રહે છે સ્નેહથી,
વૃક્ષો ઘણાં કર્કશ છતાં વિંટળાય વેલી સ્નેહથી.
સ્વામી જીવનના સ્નેહને પત્ની ચહે છે સ્નેહથી,
મક્કમ અમારા મનોબળ દુ:ખો સહે છે સ્નેહથી.

**દીનાનાથ :** તો શું તારૂં હૃદય એટલું બધું મક્કમ છે?

**માયા :** મારા કરતાંયે વિશેષ મક્કમ હૃદય તો છે સરલાબ્હેનનું!

**દીનાનાથ :** હું નથી માની શકતો.

**માયા :** એજ તમારો સંદેહ તમને દુ:ખ દઇ રહ્યો છે. બાકી સરલાબ્હેનને સહર્ષે અપનાવી લેવાની તમન્ના જો તમારા હૃદયમાં હેય તો...

**દીનાનાથ :** તો શું?

**માયા :** તો આવા પાપી અનાચારી વિચારોને તમારા અંતરમાં સ્થાન જ નહિ મળી શકે...

**દીનાનાથ :** પાપી વિચારો! (પશ્ચાતાપથી) ખરેખર! આવેશમાં આવી જઈ હું ભાન ભૂલ્યો! માયા, મને ક્ષમા કર. આજ મને પાપના પંથેથી પાછો વાળવા બદલ હું તારો જન્મભરનો ઋણી છું.

**માયા :** ઋણી તો આપનું લુણ ખાવા બદલ હું છું. આપનું સદા શ્રેય ઈચ્છવું એ મારી પવિત્ર ફરજ છે.

**દીનાનાથ :** તેં તારી ફરજ બજાવી, તો હું હવે મારી ફરજ શા માટે નહિ બજાવું? લે બ્હેન, માયા! આજના તારા ઉપકાર બદલ મારી આ એક અલ્પ ભેટ. (વીંટી આપે છે)

( મોહન તથા સરલા અચાનક પ્રવેશી જુએ છે )

**માયા :** નહિ મેં તો મારી ફરજ અદા કરી છે. હું કોઈપણ રીતે એ ભેટ લઇશ નહિ.

**દીનાનાથ :** તને મોહનના સોગંદ છે.

**માયા :** (વીંટી લે છે) ભેટ! અને તે આટલી બધી કિંમતી?

**દીનાનાથ :** તારા ઉપકારના પ્રમાણમાં એ કાંઈ જ કિંમતી નથી.

**સરલા :** શાની કિંમતી હોય? માયા! જ્યાં તારા જેવી લલિતાંગીના સ્નેહભર્યા હૃદયનો સુંવાળો સહવાસ મળ્યો હોય, ત્યાં પછી એની કિંમત...

**દીનાનાથ :** ખબરદાર, સરલા! માયા માટે વગર વિચારે એક શબ્દ પણ કટુ ઉચ્ચાર્યો છે, તો યાદ રહે...

**મોહન :** યાદ શું રહે સાહેબ! મેં પણ નજરોનજર નિહાળ્યું છે એ પાપ અને તે છતાં ઉપરથી દમડાટી બીકાવો છો આપ?

**દીનાનાથ :** મોહન...

**સરલા :** દીનેષ!

**માયા :** સરલાબ્હેન...

**મોહન :** માયા...

**માયા :** સરલાબ્હેન! નાહકનો વ્હેમ દૂર કરી મારા શબ્દોમાં વિશ્વાસ મૂકો.

**સરલા :** તારા શબ્દોમાં વિશ્વાસ? મારા દુઃખના દાવાનળમાં ઘી હોમનાર માયા, આજ મેં તને સાચા સ્વરૂપે ઓળખી.

**મોહન :** અને એ સતી શિરોમણીના સ્વાંગમાં છૂપાએલી નિર્લજ નારી......મેં પણ તને આજ......

**દીનાનાથ :** મોહન! સરલા! જીભાન સાંભળો......નહિ તો......

**સરલા :** નહિ તો શું? મારા ચારિત્ર્ય ઉપર કુશંકા કરી એ બિચારા નિર્દોષ મનહરનો પ્રાણ લેવા રીવોલ્વર લઇ સામા ધસ્યા હતાં, એ યાદ છે? આજે તમારા ચારિત્ર્યમાં કલંકનો કાળો ડાઘ સ્પષ્ટ જણાય છે, તોયે તમે સામો પડકાર કરી આ કુલટાનો......

**દીનાનાથ :** ખામોશ! (સરલને તમાચો મારે છે).

**સરલા :** મારો, ખુશીથી કાપી નાંખો! પણ તમારા પાપનો હું જરૂર કરીશ સામો પડકાર......

**દીનાનાથ :** મારી સામે પડકાર કરવાની હિંમત ધરાવે છે, તો કુલટા, અત્યારે જ તારો હું ફેંસલો કરી નાંખું છું. ચાલ...ચાલવા માંડ મારા મકાનમાંથી...ચલાવ...

**સરલા :** ક્યાં જાઉં ?

**દીનાનાથ :** જહાન્નમમાં ! પેલા તારા મનહરની પાસે.

**સરલા :** હજીપણ મનહરને બદનામ કરો છો ?

**દીનાનાથ :** અલબત્ત ! સરલા, હું વધુ કાંઇપણ સાંભળવા માંગતો નથી. સત્વરે અહિંથી તારૂં કાળુ કરી જા...

**માયા :** દીનાનાથ, દીનાનાથ ! આ શું કરી રહ્યા છો ? ક્ષમા કરો, દયા કરો.

**દીનાનાથ :** તમે તમારે જોયા કરો, માયાબ્હેન ! એના મગજની ખુમારી અને ઘમંડ હું ઘડીના છઠ્ઠા ભાગમાં ઉતારી નાંખું છું. ચાલ... ચાલવા માંડ...

**સરલા :** જો તમારો એવો જ ઇરાદો છે, તો હું ખુશીથી જઇશ.

**મોહન :** નહિ, સરલાબ્હેન ! ઘરમાંથી કાઢી મુકવું એમ સહેલું નથી. તમે એમનાં પત્ની છો. તમારો આ ઘરમાં સંપૂર્ણ હક્ક છે. તમારા સિવાય કોઇની તાકાત શું છે કે તમારૂં સ્થાન સ્વીકારી શકે...

**દીનાનાથ :** શટ અપ યુ, રાસ્કલ !

**સરલા :** એના પર ક્રોધ કરવાની કાંઇ જરૂર નથી. દીનેષ ! હું જઇશ. તમારૂં મકાન ખુશીથી છોડી જઇશ...

**દીનાનાથ :** તો પછી વાર શા માટે લગાડે છે ? ચાલવા માંડ...

**મોહન :** દીનાનાથ ! ગુન્હેગાર પોતે હોવા છતાં શિક્ષા સામાને ?

**દીનાનાથ :** ખામોશ, અગર નોકરીથી અત્યારે જ હાથ ધોવા પડશે.

**મોહન :** પરવા નહિ...

**દીનાનાથ :** તો તું પણ ચાલવા માંડ...

**મોહન :** ખુશીથી...આ ચાલ્યો...પણ જતાં પહેલાં તમારા એ અન્યાયનો બદલો...(ગજવામાંથી ખંજર કાઢી મારવા ધસે છે).

(સરલા મોહનને અટકાવે છે. દીનાનાથ રીવોલ્વર કાઢે છે તેને માયા અટકાવે છે.)

**પ્રવેશ : સમાપ્ત**



**પ્રવેશ : બીજો.** **સ્થળ : મેઘાભાઇનું મકાન.**

**પાત્રો :** પ્રમિલા...અને પ્રેમચંદ.

(પ્રમિલા ગાયન લલકારતી પ્રવેશે છે).

મનડાને કેમ મનાવું હું આજ રે,
હૈયાના ભાવો અબોલ છે.
નાટકમાં આજ મારો દુલ્હનનો પાઠ છે,
કેવી રસાળ મારી ખીલી એ રાત છે.
જગને ડોલાવું મારો જોયો શું આર્ટ છે,
રમણીની સુંદર આ જાત છે......

(ગાયન બાદ)

**પ્રમિલા :** આજ મારા ગેધરીંગનો દિવસ. બસ, જો આ એક કેરેકટરમાં હું પાસ થઇ ગઇ તો પછી મારા ફોટાઓ લેવાશે, પેપરમાં બ્લોકો છપાશે; મોટા મોટા લોકો ઇનામો અને ચાંદ લઈ મને અર્પણ કરવા આવશે. અને આ પ્રમિલા વીસમી સદીમાં એક આગળ પડતી સ્ત્રી-શક્તિ તરીકે પંકાશે.

**પ્રેમચંદ :** (પ્રવેશી) બસ. આડે લાકડે આડો વ્હેર! તે સિવાય છુટકો જ નથી. (પ્રમિલાને જોઇને) અહો! શ્રીમતી તો અહિં જ છે ને શું? સરકાર......

**પ્રમિલા :** કોણ? તમે......પ્રેમચંદ?

**પ્રેમ :** જી...હા. જી...હું આપ શ્રીમતીને એમ પ્રશ્ન પૂછવા માંગું છું કે આપશ્રીની સ્વારી અત્યારે કઇ દીશા તરફ પધારવા ધારે છે.

**પ્રમિલા :** ગેધરીંગમાં......પ્રેમચંદ, આજે મારો પાટ છે.

**પ્રેમ :** અહો! ત્યારે તો હું ઇચ્છું છું કે એકાદો ભાલો પકડનારની ભૂમિકામાં મને ગોઠવ્યો હોત તો હું પણ કાંક ખેલી દેખાડત.

**પ્રમિલા :** અરે રહેવા દો હવે! જો તમારામાં એટલું પાઠ કરવા જેટલું પાણી હોત તો જોઇતું જ શું હતું? હું ગર્વથી મારી સખીઓમાં કહી શકતે કે આ મારા હસબન્ડ છે.

**પ્રેમ :** એટલે શું ભાલો પકડવાથી જ આપના હસબન્ડ તરીકેની યોગ્યતા પ્રાપ્ત થઇ શકે છે.

**પ્રમિલા :** અલબત્ત! નાટક એ એક કળા છે. તેમાં એક સાધારણ ભૂમિકા ભજવવી તે પણ કાંઈ ખાવાનું કામ નથી. જ્યાં ભરચક ઓડી-યન્સની વચ્ચે સ્ટેજ ઉપર આવીને ઉભા કે ટાંટીયા ધ્રૂજવા લાગે અને જો ભાષણ જરાક ભૂલ્યા તો તરત જ પબ્લીકમાં હુરીયો થઇ જાય. સમજ્યા ને!

**પ્રેમ :** અરે ભાર શું છે પબ્લીકના કે મારો હુરીયો કરે. જ્યાં એકાદ પાઠમાં બનીઠનીને હું નીકળ્યો અને સાથે તમારા જેવી એકાદી દેવીકારાણીની મશીયાઇબ્હેન ઉભી હોય પછી જોઇ લ્યો મારો ધડાકો...

**પ્રમિલા :** ઓહો! એવું તે તમે શું કરી બતાવો?

**પ્રેમ :** (સ્વ) આ ઠીક લાગ છે. કોઇ દી નહિ ને આજે એકટીંગમાં ને એકટીંગમાં હું શું ચીજ છું તે બતાવું અને ચૂપકીથી ગૃહજીવનનો આછો લાભ લઇ લઉં. (પ્રગટ) શું કરી બતાવું? ઓહ, માય ડાલગ પ્રમિલા, હું શું કરી બતાવું? અરેરે! તમને મારી કદર નથી. બાકી એકટરીમાં તો હું ઓથેલોનો દીકરો છું.

**પ્રમિલા :** એમ કે?

**પ્રેમ :** જી......સરકાર......

**પ્રમિલા :** ત્યારે કરી બતાવો, જોઉં તમારી એકટીંગ!

**પ્રેમ :** અચ્છા! જાણે એમ માની લ્યો કે આપણે એ વિયોગી પ્રેમી જોડલું છીએ અને વર્ષો બાદ આપણે જાણે એક દરિયાકાંઠે આજે ભેગા થઇ ગયાં છીએ.

**પ્રમિલા :** અહો! ઘણી જ સરસ ભાવના.

**પ્રેમ :** અને હું તમને કહી રહ્યો છું કે હે પ્રિયે! તું મને ભુલી જા. સમાજના બંધનમાં જકડાએલ આ અભાગી આત્મા પોતાના પિતાને તથા તારા ખચ્ચર જેવા બણુચક પિતાને......

**પ્રમિલા :** અરે, અરે, આ શું બોલો છો?

**પ્રેમ :** અત્યારે હું પાઠમાં છું.

**પ્રમિલા :** આઈ. સી.

**પ્રેમ :** ગભરાવાની કાંઇ જરૂર નથી. બાનુ! હું સમજી ગયો કે મારી સામેની કેરેકટર પોતાના પાત્રમાં બીલકુલ અનફીટ છે કે પોતાની કેરેકટર બરાબર સમજી શકતા નથી. (સ્ત્રી) કે અત્યારે હું એકટીંગમાં ને એકટીંગમાં સંસારના લ્હાવા લેવા માંગું છું.

**પ્રમિલા :** હં......આગળ......

**પ્રેમ :** તારા ખચ્ચર જેવા બબુચક પિતાને અને આ સર્વ સમાજને આપણો પ્રેમ ખટકવા લાગ્યો છે કે મારા જેવા એક ભણેલા ગણેલા અને આબરૂદાર તેમજ હોંશિયાર છોકરાને મૂકી તારા લગ્ન એક ખડતલ ખટારા સાથે કરવા માંગે છે. અફસોસ! કે હું શું કરૂં? હું અત્યારે મારા ઘરમાં પરાધિન દશા ભોગવી રહ્યો છું. નહિ તો કોઇપણ રસ્તે તારો પ્રેમ જરૂર સંપાદન કરતે. માટે જ વિનવી વિનવી, તારા બે હાથ પકડી (બે હાથ પકડે છે) આમ ગોઠણ ભર બેસી તારા હસ્ત ઉપર આ અશ્રુબિંદુ લૂંછી (બન્ને હાથ આંખોએ લગાડે છે) કહું છું કે તું મને ભૂલી જા......

**પ્રમિલા :** અહા! ઘણી જ ભાવનામય અને ઉમદા એકટીંગ.

**પ્રેમ :** સીન ઠંડો પડે છે. અરે તમે પણ કાંઇ આ પ્લોટને અનુસરી ભાષણ બોલતાં રહો તો જરા સીન ઉચકાય! ન આવડે તો હું ટોપ આપું......

**પ્રમિલા :** હા, બેલો જોઇએ......હું શું બોલું?

**પ્રેમ :** કહો કે, હે પ્રિયતમ! (પ્રમિલા બોલતી જાય છે) હું તમોને કેમ ભૂલું? જે હાથે રસના રસ રચાયાં, જે હાથે પકડેલ લેખણીથી સ્નેહના સાગરો છલકાવ્યાં......

**પ્રમિલા :** ઘણું જ સરસ......

**પ્રેમ :** જીવનમાં મેં કેવા મનોરથો સેવ્યા હતાં કે આપણે પ્રેમી-યુગલ બની જગતચોકની હરિઆળી વાડીમાં પ્રેમને હિંડોળે હીંચત. એવી ભાવનાના સેવેલ સ્વપ્ના શું હું ભૂલી જાઉં ? કદી નહિ...બોલો...બોલો...

**પ્રમિલા :** ખરેખર, પ્રેમચંદ ! તમે આટલા બધા રસીક છો, તે તો મેં આજેજ જાણ્યું.

**પ્રેમ :** (સ્વ) લાગી. સોગટી આબાદ લાગી. (પ્રગટ) હજી આગળ બોલો. સીન ઠંડો પડતો જાય છે. બોલો...કે પ્રિયતમ હું તમને કેવી રીતે ભૂલી જાઉં ?

**પ્રમિલા :** ઓ પ્રિયતમ ! હું તને કેવી રીતે ભૂલી જાઉં ?

**પ્રેમ :** સુશીલ સન્નારી ! હું તારા હૃદયને સારી રીતે સમજી શકું છું કે તું એક કુલીન કુટુંબની કન્યા છે, અને તેં હૃદયથી માનેલ તારા આ ભરથારને નહિ જ ભૂલે. માટે ચાલ, સમાજના બંધન તોડી મારી સાથે.........

**પ્રમિલા :** ક્યાં ?

**પ્રેમ :** જ્યાં જગતની મીઠી મજાહ છે ત્યાં !

**પ્રમિલા :** એટલે...

**પ્રેમ :** જ્યાં શરદપૂર્ણિમાની રળીઆમણી રાત્રી છે. આકાશમાં પૂર્ણ ચંદ્ર ઉદય પામ્યો છે; તારલા ટમકી રહ્યાં છે; ઇન્દ્રપુરીમાં જે સુખવૈભવ નહિ હોય તે અહિં ગોઠવાઇ રહ્યો છે...

**પ્રમિલા :** અહા ! કેટલો બધો આનંદ !

**પ્રેમ :** પરંતુ ત્યાં એક ચીજ સિવાય સર્વ સૂનુ લાગે છે.

**પ્રમિલા :** કઇ ચીજ સિવાય ?

**પ્રેમ :** તારા અને મારા સિવાય......

છે ચાંદની ઝામી પરંતુ સાથી નથી તો કંઇ નથી,
સ્વર્ગ છે, પણ તેમાં તું અને હું નથી તો કંઇ નથી.

(ગાયન)

પ્રમિલા : સ્નેહતણા છે કોડ ઘણાયે મુજને રાજ જીવનમાં,
શોધું હું તો સાચો મારો સ્નેહીરાજ જીવનમાં.

પ્રેમચંદ : તારો હું છું પ્રાણ જીવનમાં......

પ્રમિલા : બનશો રાજ જીવનમાં...

પ્રેમચંદ : કહો તો મારો સ્નેહ બતાવું...અંતર ખોલી.

પ્રમિલા : જાવો નહિ લલચાવો વ્હાલા...ઘેલું બોલી.

પ્રેમચંદ : બોલો મીઠાં બોલડાં......ઉર હવે હરખાય,
દૂર તમે ઉભા છતાં આ દીલમાં કંઈ કંઈ થાય......

(ગાયન ગાતાં જવું)

પ્રવેશ : સમાપ્ત

**પ્રવેશ : ત્રીજો.** **સ્થળ :** ડીટેકટીવ દીનાનાથના બંગલાની અટારી.
**પાત્રો :** સુરેન્દ્ર, દીનાનાથ, અને નોકર.

(સુરેન્દ્રનો પ્રવેશ–ગાયન)

જો ભાવરંગ ઉરના પલટાય જીવનમાં,
ઘટમાળ નહિ જગની સમજાય જીવનમાં.
સુખ હોય શાંતિ સદનમાં નિતરે સુધા હૃદયમાં,
પળ એક પછી ચિંતા તો આંસુ નયનમાં.
બંધન અવિચળ સ્નેહના તે પણ તૂટે જગ વ્હેણુમાં,
અવિચાર છાંય જ્યારે પથરાય જીવનમાં......

( ગાયન બાદ )

**સુરેન્દ્ર :** આખરે પણ દીનેષે નાદાનબુદ્ધિ બતાવી. કેટલીયે શીખામણો આપી હતી છતાં બધીયે પાણીમાં. સ્વભાવની ઉગ્રતા ન જળવાઈ અને પરિણામે સરલાને ઘરથી કાઢી મૂકી વગર વિચારે.........સરલાએ પણ ધીરજ ન રાખી, બન્ને અવિચારી. તેનું પરિણામ કેવું અનિષ્ટ આવ્યું! રામા......એ......રામા!

**નોકર :** (પ્રવેશી) જી......સાહેબ.

**સુરેન્દ્ર :** દીનુભાઇ ક્યાં છે?

**નોકર :** એમના રૂમમાં છે, સાહેબ.

**સુરેન્દ્ર :** જા. જઇને કહે કે મોટાભાઈ બોલાવે છે.

**નોકર :** પરંતુ ગુસ્સે થઈ જશે.

**સુરેન્દ્ર :** શા માટે?

**નોકર :** અરે સાહેબ! હમણાં હમણાં તો એમનું મગજ એટલું બધું ખરાબ થઇ ગયું છે, કે વાતવાતમાં અમારી ઉપર ગુસ્સે થઈ જાય છે.

**સુરેન્દ્ર :** પરંતુ મારૂં નામ દેજે. એટલે ગુસ્સે નહિ થાય. (નોકર જાય છે) સ્વભાવને કેટલો બધો વિચિત્ર બનાવી દીધો છે, કે બીચારા નોકરો પણ ત્રાસી ગયા છે. એમાં દીનેષનો વાંક નથી. વાંક છે એના હૃદયમાં ભરાએલ શંકાનો......

**નોકર :** (પ્રવેશી) આ આવ્યા દીનુભાઇ!

**દીનાનાથ :** (પ્રવેશી) શા માટે બોલાવ્યો?

**સુરેન્દ્ર :** તારૂં કામ છે એટલા માટે......

**દીનાનાથ :** (નોકરને) ઉભો કેમ રહ્યો છે, અહિં? અંદર જા.

(નોકર ચાલી જાય છે).

**સુરેન્દ્ર :** દીનેષ! સ્વભાવને આટલો બધો વિચિત્ર કેમ બનાવી દીધો છે? બિચારા ઘરના નોકરો પણ ત્રાસી ઉઠયા છે! સરલાનો એવો તો શું ગુન્હો થયો હતો કે તેં એને ઘરની બહાર કાઢી મૂકી?

**દીનાનાથ :** ગુન્હો તો એટલો બધો ગંભીર હતો કે એનો પ્રાણ લેતાંયે શિક્ષા અધુરી રહે, પરંતુ એટલેથી જ જતી કરી.

**સુરેન્દ્ર :** આ શું લવી રહ્યો છે, દીનેષ! જરા શાંત થા. માયા ઉપર સરલાએ ખોટો આક્ષેપ મૂકયો એ જ ગુન્હોને?

**દીનાનાથ :** અલબત્ત! શું એ ગુન્હો ઓછો ગંભીર છે. મોટાભાઇ, માયા જેવી એક પતિવ્રતા અને સુશીલ સન્નારી ઉપર સરલા મારે માટે શંકા લાવી કલંક ચઢવે, એ શું હું શાંત દીલે સાંખી રહું?

**સુરેન્દ્ર :** સરલાની એ ભૂલ છે, પરંતુ માયા કરતાં યે વિશેષ સુશીલતા ધરાવતી સરલા ઉપર મનહર માટે ખોટી બદનામી તું......ચઢાવે અને ક્રોધના આવેશમાં વિના કારણ તેને ઘર બહાર કાઢી મૂકવાનું અવિચારી પગલું ભરે તે શું હું મુગે મોઢે જોઇ રહું?

**દીનાનાથ :** એટલે તમે એમ કહેવા માંગો છો કે સરલા બીલકુલ દોષિત નથી?

**સુરેન્દ્ર :** હા......અને મનહર પણ દોષિત નથી.

**દીનાનાથ :** તો પછી આ બધા દુઃખદ પ્રસંગો ઉપસ્થિત કરવામાં દોષિત કોણ?

**સુરેન્દ્ર :** તારા હૃદયનો વ્હેમ! શંકા! અને તારૂં ઉતાવળીયું અવિચારી સાહસ.

**દીનાનાથ :** તો શું સરલા અને મનહર બન્ને નિર્દોષ છે ?

**સુરેન્દ્ર :** જરૂર, મેં મનહર અને સરલા વચ્ચેની તે દિવસની તમામ વાતચીત છુપાઇને સાંભળી હતી. તેમજ બધીયે ઘટના નજરોનજર નિહાળી હતી. એઓ બન્ને વિશુદ્ધ છે અને પરસ્પર ભાઇ–બ્હેનનો સંબંધ ધરાવે છે.

**દીનાનાથ :** શું આપ આ સાવ સત્ય કહો છો ?

**સુરેન્દ્ર :** ઇશ્વરના સોગંદથી.

**દીનાનાથ :** (પશ્ચાતાપથી) ઓહ પ્રભુ ! મેં આ શું કર્યું ? મારાજ હાથે મેં મારા પ્રેમમાં ઘા કર્યો. સરલા ! નિર્દોષ સરલા ! તું કયાં હશે ? આ તારો વ્હેમીપતિ હવે તને કયાં શોધે ? અને એના અપરાધની શી રીતે ક્ષમા માંગે ?

**સુરેન્દ્ર :** હતાશ થવાની કાંઇ જ જરૂર નથી. દીનેષ ! પ્રયત્ન કરવાથી જગતમાં હરકોઇ વસ્તુ પ્રાપ્ત થાય છે.

**દીનાનાથ :** તો શું, મોટાભાઇ ! હું પ્રયત્ન કરીશ તો સરલાને પાછી મેળવી શકીશ ?

**સુરેન્દ્ર :** જરૂર દીનેષ ! સરલા દુ:ખી હાલતમાં નિરાશ વદને ઘર છોડી ગઇ છે, માટે દુ:ખીઓને આરામ આપતાં એવા નદીકિનારા જેવા સ્થાનોમાં એની તપાસ કર......સરલા, દીનેષથી વિખૂટી પડી બીજે કયાંય જશે નહિ......

**દીનાનાથ :** તો હમણાં જ જાઉં છું, મોટાભાઇ ! આપનો આશીર્વાદ હશે તો હું સરલાને જરૂર પાછી લાવી શકીશ. બસ રજા......

(દીનેષનું જવું)

**સુરેન્દ્ર :** પ્રભુ ચાહશે તો આજ મારો ઉપદેશ જરૂર સફળ નીવડશે.

(સુરેન્દ્રનું જવું)

**પ્રવેશ : સમાપ્ત**



**પ્રવેશ : ચોથો.** **સ્થળ : મેઘાભાઈનું મકાન.**

**પાત્રો : પ્રેમચંદ, વાઘજી, પ્રમિલા, કંચન, રામજી, મેઘાભાઇ, અને લઘાભાઇ.**

**પ્રેમચંદ :** (પ્રવેશી) ફાવ્યા. એક કાર્યમાં તો આબાદ ફાવ્યા છીએ. તે દિવસે ભજવેલ નાટકથી મારી મનોદેવીના મનમંદિરમાં તો પ્રેમ–જ્યોત પ્રગટાવી. પણ હવે મારા બુઢ્ઢા બબુચક સસરાના દીલમાં મસાલ સળગે એટલે બેડો પાર.

**વાઘજી :** (પ્રવેશતાં) અલ્યા...પ્રેમલા......

**પ્રેમ :** કોણ વાઘજીભાઇ ?

**વાઘજી :** હા. ભાઇ.

**પ્રેમ :** આવો. હું તમારીજ રાહ જોતો હતો.

**વાઘજી :** પણ ઘરમાં તારી ઓલી વીફરેલ ઢોંગલી તો નથી ના?

**પ્રેમ :** એની બીક હવે રાખવા જેવી નથી. વાઘજીભાઇ! એ ઢોંગલીને તો મેં હવે મારા હાથમાં નાચતી કરી દીધી છે.

**વાઘજી :** હવે, બેસ, બેસ, માગા ફેંકું! એને જોઇને તો તારા ટાંટીયા એકાએકી રમવા લાગે છે.

**પ્રેમ :** ઈ જમાનો ગયો, વાઘજીભાઇ! હવે તો ઇ મારી આજ્ઞામાં રહેવા લાગી છે.

**વાઘજી :** મને વિશ્વાસ નથી આવતો! કે તેં તારો ઑા એના ઉપર પાડયો હોય. ભલા આદમી, આપણે જ્યારે નાનપણમાં આમલીના ઝાડે ચઢી કાતરા ખાતાં વાતું કરતાં હતાં, કે અમે તો આમ કરશું ને તેમ કરશું...પણ ઈ માંનું કાંઈ થયું નહિ. હું વાંઢો કલંદર રહી ગયો, અને તું ઘરજમાઈ થઇને હાવ લાહો થઇ ગયો.

**પ્રેમ :** વાઘજીભાઇ, ઇ બધી બાળલગ્ન, મારી નિરાધાર હાલત અને કડકાઇની મ્હોકાણો છે. મેં ઘરજમાઇ બન્યા પછી ઘણોયે રોફ રાખ્યો. પણ દોઢીયાનીએ કમાણી ન કરૂં એટલે રોફ ચાલે ક્યાં સુધી? અને એથીજ મારી બાયડીના હૃદય ઉપર મારા માટે ખોટી છાપ પડી ગઇ કે

મારો ધણી તો સાવ રેઢીયાળ છે. બાકી દોસ્ત, મારી બાયડી આમ તો છે તારામતી દીકરી......

**વાઘજી :** અને એટલે જ તું કાળસેન ચંડાળ બની ગયો હોઇશ.

**પ્રેમ :** અરે દોસ્ત! તું જોજે તો ખરો કે હવે આ કાળસેન ચંડાળ ઇ બધાને માથે કદ્દણાઇના મડદા ઉપડાવી કફન માટે હાડય હાડય કરી નાંખશે.

**વાઘજી :** તો જરા રંગ રહે, નહિ તો હું તો શુધ્ધ વાંદો છું અને તું અશુધ્ધ વાંધો રહેવાનો.

**પ્રેમ :** હવે ઇ બધી વાત મૂકો અને તમે યુક્તિ બતાવી હતી તે પ્રમાણે તૈયાર છો ને ?

**વાઘજી :** હું તો તૈયાર છું, પણ જોજે પાછો ક્યાંક આપણો ભાંડો ફુટી ન જાય, નહિ તો પછી હાથમાં આવેલું ગુંદુ બીજો કોઇ ચાવી જશે.

**પ્રેમ :** અરે એમ તે હોય. તમે તમારે બનીઠનીને આવી જાવ એટલી જ વાર, પછી મારા સસરાની રેવડી દાણાદાણ.

(વાઘજીનું જવું)

**પ્રમિલા :** (પ્રવેશી) અહો! મીસ્ટર ઓથેલો અહિં જ છો ને શું ?

**પ્રેમ :** જી...હા. મીસીસ ઓથેલો, હું અહિંજ છું.

**પ્રમિલા :** જુઓ, હવે તમારે મને એવા વિશેષણો ન આપવા, કારણ કે મેં હવે એ બધા ધતીંગો પડતા મુકયા છે.

**પ્રેમ :** મહેરબાની......સરકાર......

**કંચન :** (પ્રવેશી) પ્રમિલા બ્હેન......

**પ્રમિલા :** કોણ કંચનગોરી ? આવો...આવો......

**કંચન :** આ શું ? આજે તો કાંઇ આ સર્વન્ટ સાથે ખુબ સહકાર સાધી રહ્યા છો! શું પિતાજી બહાર ગયા છે કે શું ?

**પ્રમિલા :** પિતાજી તો ઘરમાં જ છે.

**પ્રેમ :** કેમ સરકાર, ખુરશી લઇ આવું ?

**પ્રમિલા :** બેસો......હવે......

**પ્રેમ :** કાંઇ ચાહ નાસ્તો......

**પ્રમિલા :** ક્વાએટ પ્લીઝ......

**પ્રેમ :** સરકાર......

**પ્રમિલા :** અરે...રામજી! (નોકરને બોલાવે છે.)

**રામજી :** (પ્રવેશી) જી......

**પ્રમિલા :** ત્રણ ખુરસી તો લાવ......

(રામજી ખુરસી લેવા જાય છે).

**કંચન :** પ્રમિલાબ્હેન, તમે તો આ નોકરને બહુ માનીતો કરી લીધો લાગે છે.

**પ્રેમ :** જી...મારી વફાદારી જોઇ મારા ગળામાં પ્રિતીનો પટો પહેરાવી દીધો છે.

**કંચન :** ઓહ, આઇ. સી. પરંતુ બ્હેન તમે તો પરણેલા છોને?

**પ્રેમ :** જી...હા! પરણ્યા છે એક બબુચકની સાથે...

**પ્રમિલા :** તમે છાના રહેશો હવે?

(રામજી ખુરસી લાવી ગોઠવે છે).

**પ્રેમ :** બિરાજો......(કંચન ખુરસી પર બેસે છે).

**કંચન :** તમે કેમ ઉભા રહ્યા! પ્રમિલાબ્હેન? (પ્રેમચંદ સામું જોઇને) હં! સમજી, અહો! આટલે સુધી વાત વધી ગઇ છે?

**પ્રમિલા :** બ્હેન શું કહું! (પ્રમિલા–પ્રેમચંદ બેસે છે).

**કંચન :** અરે બોલી નાખોને? મારી સાથે શરમ કેવી?

**પ્રમિલા :** એજ મારા પતિ છે.

**કંચન :** અરેરે! આજ તમારા પતિ છે. ત્યારે તે દિવસે તો તમારા પપ્પાના પ્રાઇવેટ સરવન્ટ તરીકે ઓળખાવ્યા હતા.

**પ્રેમ :** ઈ વખતે મારા માથે કઠણાઇની ઓર બાઝી હતી, તેથી એમની જીભે સરવન્ટ બોલી જવાયું.

**પ્રમિલા :** પાછા બોલ્યા તમે?

**પ્રેમ :** લ્યો હવે નહિ બોલું. પણ એમની ઓળખાણ!

**કંચન :** જી...હું આપનીજ જ્ઞાતિની છું. નાનપણમાં મારા માતા-પિતા ગુજરી જવાથી મારી ફોઇને ત્યાં ઉછરી છું. મારી ફોઇને કાંઇ સંતાન ન હોવાથી મનેજ તેઓ પોતાની પુત્રી માની મારી ઉપર ઘણી જ માયા રાખે છે.

**પ્રેમ :** ત્યારે તો હું ધારૂં છું કે આપ...હજી સુધી...

**કંચન :** જી...હું કુંવારી જ છું.

**પ્રેમ :** (સ્વ) વાંધો નહિ, ત્યારે મારો દોસ્ત બીચારો વાઘજી વાંઢોજ છે. તેનું ચોકઠું બેસી જશે.

**મેઘાભાઇ :** (પ્રવેશી) અરે બેટા, પ્રમિલા. પ્રેમચંદ! આ તમે હમણાંથી શું માંડયું છે? વાતોમાંથી ઉંચાજ નથી આવતાં?

**પ્રમિલા :** પિતાજી, આ કંચનગૌરી આવ્યા છે.

**પ્રેમ :** (ખુરસી ઉપરથી ઉઠી જાય છે.) (સ્વ) અને આવીને જ ફસાયા છે.

**મેઘા :** કંચનબેન, તમે મારી પ્રમિલા ઉપર બહુ હેત રાખો છો. હં! કેમ આજ કાંઇ અત્યારે પધરામણી થઇ?

**કંચન :** એ તો હું જરા દર્શન કરવા ગઇ હતી. ત્યાંથી પાછા ફરતાં પ્રમિલાબ્હેનને મળવા આવી છું.

**મેઘા :** ભલે આવ્યા. પ્રેમચંદ, ચાલોને રસોઈ તૈયાર હોય તો જમી લઇએ. આજે મારે જરા જલ્દીથી બહાર જવું છે.

**પ્રમિલા :** જરૂર...જરૂર...પિતાજી, આજ તો એમની મેનેજમેન્ટ અને સુપરવીઝન નીચે રસોઇ મેંજ બનાવી છે. માટે ચાલો તમો સર્વેને હું મારા હાથે જ પીરસું. કંચનબ્હેન, તમે પણ આજે અમારી સાથે જ જમી લેજો.

**પ્રેમ :** નહિ, મારા કાર્ય પર હું બીજા કોઇને ચીટ નહિ થવા દઉં. આજે રસોઇ પણ તમે બનાવી છે, અને પીરસવું છેયે તમારે, તો પછી મારા માટે કાંઇ કામ રહેવા દેવું છે કે નહિ?

**પ્રમિલા :** ના. આજે તો હું જ પીરસીસ.

પ્રેમ : એટલે શું તમારે મારી સાખ્ય મેળવેલી પાકશાસ્ત્રોની ડીગ્રી છીનવી લેવી છે ?

પ્રમિલા : હા. હવે તો બધાયે કામો હું મારા હાથે જ કરીશ.

પ્રેમ : એ નહિ બને. પીરસીસ તો હું જ.

પ્રમિલા : એમ ! ત્યારે તમારે જ પીરસવું છે એમને ? ઠીક ત્યારે મારે નથી જમવું.

પ્રેમ : ત્યારે મારેય નથી જમવું.

મેધા : મારૂં બેટું આ જોને, તમારા બેની તકરારમાં મને ભુખે મારશો કે શું ? અરે પ્રેમચંદ–પ્રમિલા તમે તે આ ધાર્યું છે શું ?

પ્રેમ : બસ ! મારો ચાન્સ હું કોઇને નહિ લેવા દઉં......

પ્રમિલા : રસોઇ બનાવી જમાડવાનું કામ મારૂં છે. હું તે કોઇ કાળે કોઇને નહિ કરવા દઉં......

પ્રેમ : (સ્વ) હવે સમજી ખરી......

મેધા : હવેથી ન કરવા દેતી, બેટા ! પણ આજે તો સંપીને મને જમાડો.

પ્રેમ : ઠીક......ત્યારે રસોઇ તમે પીરસજો.........પણ પાટલા હું ગોઠવીશ.

મેધા : ત્યારે થાળી વાટકા હું ગોઠવીશ પછી કાંઇ છે ?

કંચન : તો તો વાસણ છેવટે હું માંજી નાંખીશ...પણ કોઇ તકરાર કરશો નહિ...

પ્રમિલા : અહાહાહાહા ! ચાલો ત્યારે તો જમી લઇએ......

(બધા અંદર જાય છે).

વાઘજી : (લધાભાઇ સાથે જમાદારના વેશમાં પ્રવેશી) કેમ દોસ્ત, લધા, લાગું છું ને કોઇ ઉઝીના જમાદાર જેવો ?

લધો : અરે એમ તે હોય ? આપ તો લાગો છો કોઇ હલામણ જેઠવાના વંશના.

વાઘજી : ભલે...ભલે! તંઇ લધા, આપણે આ વેશ તો કાઢયો. પણ ભાષા કઇ રાખી શું, ભાષા?

લઘો : ઉડડુ! ઉડડુ સિવાય વટ નહિ પડે, માટે ઉડડુજ ઠબકારો...

વાઘજી : ઇ ઠીક છે. કારણકે આજકાલ મારા જેવા ઠરડાએલ વાત-વાતમાં પોતાનો વટ બતલાવવા ઉડડુમાંજ હાલ્યા મળે છે. ગાડીના ડબ્બામાં જગ્યા ન હોય અને જરા બોલ્યા કે અબે એ હટ જા...એટલે ફટય જગ્યા થાય...કોઇ નાટક કંપનીમાં...મફતીયા ઘૂસવું હોય તો હાથમાં આવડું હોડું રાખીને દરવાજે જઇને કહીએ કે અબે એ તેરા મેનેજર કહાં હે...એટલે અબે તબેની ભાષા હાંભળીને ફટ લઇને બીચારો ખેલ જોવા ઘુસાડી દે. કોકની હારે જરા તકરાર થાય...અને આપણે જરા આંખ્યો કાઢી કહીએ કે અબે કયું બે...તું કરને ક્યા મંગતા હય... એટલે ઝટ દઇને બીચારો ઢીલો ઢબ જેવો થઇ જાય અને હમજી લે કે આ તો કોઇ મોટો દાદો છે દાદો! એટલે ઇજ ભાષા ઠીક છે.

લઘો : ઠીક...તંઇ ઠપકારો...

વાઘજી : પણ જોજે હોં! ભૂલ નો થાય. નહિ તો ઉડડુનો હુડડુ થઇ જાહે અને આપણા બન્નેના દાઢા વીંખાઇ જાહે...

લઘો : અરે એમ તે હોય?

વાઘજી : અચ્છા, મીયાં ટુકડખાં, તો ખુલા ઇસ મકાનમેં રહેને-વાલેકો...આજમેં ઉસકી ધજીયાં ધજીયાં ઉડા દું!

લઘો : (ખોંખારોખાઇ) અબે એ રહેનેવાલે! બહાર આઇએ. પગરખાં જમાદાર આયે હેં!

વાઘજી : અબે પગરખાં કયા? પરવરખાં બોલ......પગરખાં તો માળા (પગ બતાવી) આને કહેવાય...માળા ઉઠલ.........

પ્રમિલા : (પ્રવેશી) કોનું કામ છે આપને?

વાઘજી : અબે તેરા બાવા કહાં હે?

પ્રમિલા : ઘરમાં જ છે.

વાઘજી : ખુલા, ખુલા, ઉસે. મેળે બેટે કયા હાલ મળે હે.

**પ્રમિલા :** (બૂમ પાડે છે) અરે પિતાજી......

**મેઘા :** (પ્રવેશી) કેમ બેટા, (વાઘજીને જોઈને) પધારો સાહેબ.

**વાઘજી :** તેરે સાહેબકી તો એસી તેસી. ઈધર આ......ઈધર આ.

**મેઘા :** આવ્યો સાહેબ. (પાસે જાય છે) ફરમાવો સાહેબ.

**વાઘજી :** મેંને સુના હૈ કે તું આંકડા ખાતા હૈ......

**મેઘા :** આ શું વાત કરો છો આપ ? આંકડો ? અરે આંકડો તે માણસ ખાતું હશે......ખાય તો તે બકરૂં ખાય.

**વાઘજી :** અબે બક્કર, મેં તુજે આંકડેકા ઝાડ ખાનેકી બાત નહિં કહેતા હું, મગર સટ્ટેકે આંકડેકી બાત કહેતા હું.

**મેઘા :** સટ્ટો ? સટ્ટો તો મેં મારી જીંદગીમાં કર્યો નથી.

**વાઘજી :** નહિં કીયા હય ? અભી માલૂમ હો જાયગા. અબે તુક્કડખાં ઈસકી જેબેં તપાસો.

(લધો મેઘાભાઈના ગજવા તપાસતાં પોતાના હાથમાં તૈયાર રાખેલી સટ્ટાની ચીઠ્ઠી એક ગજવામાં મુકી દે છે.)

**મેઘા :** મારી ઝડતી શા માટે લો છો, સાહેબ !

**વાઘજી :** ચૂપ, નીકાલ. (લધો ચીઠ્ઠી કાઢે છે) એ કાગઝ કયા હય ? દેખું. (ચીઠ્ઠી હાથમાં લઈ વાંચ્યા બાદ) યે કયા ? ઈસમેં તો સટ્ટેકી બેટીંગ લીખી હુઈ હૈ.

**મેઘા :** આ શું ? આ કાગળ મારા ખીસ્સામાં કયાંથી ?

**વાઘજી :** લે ચલો......

**પ્રમિલા :** અરે પ્રેમચંદ, પ્રેમચંદ ! જુઓને આ પિતાજીને કયાં લઈ જાય છે ?

**પ્રેમ :** (પ્રવેશી) કેમ શું છે ?

**વાઘજી :** ઓહો, યે કોન ? પ્રેમચંદભાઈ ? આદા વર્ઝ હૈ, આદા વર્ઝ હૈ, આપ યહાં કહાંસે ?

**પ્રેમ** : અરે આજ મારું મકાન છે.

**વાઘજી** : ઐસા ? આપ યહીં રહેતે હે ?

**મેઘા** : અરે પ્રેમચંદ, મારા ખીસ્સામાંથી તો સટ્ટાની ચીઠ્ઠી નીકળી છે. અને આ લોક તો મને પકડી જાય છે.

**પ્રેમ** : શું વાત કરો છો ! સટ્ટાની ચીઠ્ઠી ?

**મેઘા** : હા. ખાળુ બેટું કોણ જાણે કોણ મૂકી ગયું ?

**પ્રેમ** : કાંઈ ખાનગીમાં બબ્બે આના કરતાં તો નથી ને ?

**મેઘા** : અરે નારે ના. એવું તે હોય.

**પ્રેમ** : અરે જમાદાર સાહેબ ! યે તો મેરે સુસરે હે !

**વાઘજી** : કયા બાત કરતે હો, જબ તો ગજબ હો ગયા, ઉસકે જેબમેંસે સટ્ટેકી બેટીંગકી ચીઠ્ઠી નીકલી હૈ.

**પ્રેમ** : ગમે તેમ હોય, ચીઠ્ઠી નીકળે કે ચીઠ્ઠો નીકળે પણ એ મારો સસરો છે. મારો ને તમારો સંબંધ કેવો ? જમાદાર સાહેબ !

**વાઘજી** : માફ કરીએગા. પ્રેમચંદભાઈ, ભૂલ હો ગઈ, અબે એ તુક્કડખાં છોડ દે. એ તો અપને પ્રેમચંદભાઈ કે સુસરે હય, (મેઘાભાઈને) આદા વઝેં, આદા વઝેં, (લધાને) અબે એ મારી માંગ...મારી માંગ...

**લધો** : હરગીઝ નહિ, મેં માફી નહિ મંગ શકતા.

**વાઘજી** : કયું ?

**લધો** : યે ગુન્હેગાર હય......

**વાઘજી** : મેરા બેટા બડા કરશ હૈ, નહિ માનેગા. પ્રેમચંદભાઈ, જરા ઈધર આના. (બાજુ પર લઈ જઈ) મેરા બેટા યે સબ ભાંડા ફોડ દેગા. ઈસકુ કુછ ચા-પાની દેના ચાહીએ. નહિ તો સટ્ટેવાલેકો છોડ દીયા ઐસા યે ફોઝદાર સાબકો જાહેર કર દેગા તો મેરી નોકરી જાયગી.

**મેઘા** : (વાત સાંભળી) કાંઈ નહિ, ત્યારે પ્રેમચંદ, આપો એમને... આ તો ઈજ્જત જવાનો સવાલ છે.

**પ્રેમ :** (પ્રમિલાને) લાવો તો ઘરમાંથી એક પચ્ચીસ રૂપીઆ.

**પ્રમિલા :** હમણાં જ લાવી (અંદર જાય છે).

**વાઘજી :** બસ હુવા, મેરા બેટા અબ ઠંડા હો જાયગા.

**મેઘા :** પ્રેમચંદ, વધારે જરૂર હેય તો વધારે મંગાવજો, ખંચકાશો નહિ.

**પ્રેમ :** તમે તમારે બેશીકર જોયા કરો સસરાજી......

**પ્રમિલા :** (પ્રવેશી) લ્યો આ પચ્ચીસ રૂપીઆ.

**પ્રેમ :** (પૈસા લઇ-લઘાને આપતાં) લ્યો આ આ-પાની, અને સીધાવો, ફરી કોઇ દિવસ આ ઘર ઉપર નજર પણ ન નાંખશો...જાવ.

**લઘો :** બોત અચ્છા...સરકાર. (લઘો જાય છે).

**વાઘજી :** મય અબ દફા હોના ચાહતા હું પ્રેમચંદભાઇ, માફ કરના.

**પ્રેમ :** ઇસમેં કુછ માફ કરનેકા નહિ હૈ, જમાદાર સાબ, સબ સફાચટ કરનેકા હૈ! આદા વર્ઝ, (વાઘજી જાય છે)

**મેઘા :** પ્રેમચંદ, પ્રેમચંદ, આજે તમે મારી ઇજ્જત બચાવી.

**પ્રેમ :** કાંઇ નહિ, મેં તો મારી ફરજ બજાવી.

**પ્રમિલા :** અહા! આટલી બધી લાગવગવાળા છે? મેં મૂર્ખીએ પહેલેથી ન ઓળખ્યા અને ભૂલ ખાધી.

**પ્રેમ :** (સ્વ) અને તારા બાપે ધૂળ ખાધી.

**મેઘા :** પ્રેમચંદ, આજેજ મને ખાત્રી થઈ કે તમે આટલા બધા હોંશિયાર અને લાગવગવાળા છો.

**પ્રેમ :** એ બધો આપનો પ્રતાપ છે.

**મેઘા :** પરંતુ પ્રેમચંદ, આ પોલીસખાતા સાથે તમારે ક્યારની ઓળખાણ?

પ્રેમ : બાળપણથી હું અને એ પોલીસખાતું એક સાથે લખોટા રમતા હતા. અરે આ ગામમાં ભાગ્યે જ કોઈ એવું હશે કે જે મને નહિ ઓળખતું હોય. એવું એકપણ ખાતું નથી કે જેમાં પ્રેમચંદને લાગવગ નહિ હોય.

મેઘા : શાબાશ, મારા ધરજમાઈ, શાબાશ. દુનિયામાં કોઈને ધર-જમાઈ મળે તો તે આવાજ મળજો. લ્યો ત્યારે પ્રેમચંદ, હું જરા બહાર જાઉં છું. (જાય છે).

પ્રેમ : કાં મનોદેવી, તમારા પિતાજી તો સીધાવી ગયા, હવે તમારે ચાલવું છેને ?

પ્રમિલા : ક્યાં લઈ જશો ?

(બન્નેનું ગાયન)

પ્રેમ : તને લઈ જાઉં સરવરની પાળ, ઉડે જ્યાં હંસલા...

પ્રમિલા : સાથ રહે છે શું હંસલી રસાળ, કહો મારા વ્હાલમા......

વ્યોમકુંજ ખીલતાં એ તારલના ફુલડાં,
ગૂંથવા રસાળ મારી કેશલટે ફુલડાં......

પ્રેમ : લાવી આપું એ મોટી શી વાત...મધુરા એ ફુલડાં......

આભથકી તારલા આ ભોમે ઉતારશું,
કહે તો એ તારલાની નગરી વસાવશું.

પ્રમિલા : ખીલ્યાં રસાળ મારે કાજ...મધુરા શું ફુલડાં.........

......(ગાયન ગાતાં જવું)......

પ્રવેશ : સમાપ્ત

---

**પ્રવેશ : પાંચમો.** **સ્થળ : સરિતા કિનારો.**

**પાત્રો :** મનહર, સરલા, દીનાનાથ......

(દિવાનાની હાલતમાં રખડતો મનહર સરિતા કિનારે એક વૃક્ષની નીચે કરૂણુ ગીત લલકારે છે).

(ગાયન)

તું છોડ હવે દીલ પ્રણય પીડા,
છ આશા પળો એ વીતી ગઇ.
એ સ્નેહ તમન્ના વહી ગઇ,
એ આશા અધુરી રહી ગઇ.
સ્નેહ સરિતે હામ ધરીને,
હંકારી જીવન નૌકાને.
એ સુકાન હાથે છુટી ગયું,
એ નાવલ સરિતે ડુબી ગયું......

(ગાયન બાદ)

**મનહર :** કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે! અમર આશા? અહાહાહાહા! કોણે કહ્યું? કોણે અનુભવ્યું? ઓ જગતના અનુભવી શાસ્ત્રવેત્તાઓ, બતાવો, બતાવો કયાં છે મારી આશાની અમરતા? નથી, નથી, કયાંએ નથી. ચારે દીશાએ ઘનઘોર અંધકાર! માર્ગ! આશાનો માર્ગ કયાંએ જણાતો નથી. સરલા સાથે પ્રેમ કરવો હતો? પ્રેમ! અહાહાહાહા, આશા? મારી આશાને તો એ સરલાએ જ ઝુંટવી લીધી. એ...સ્વાર્થી...ભીરૂ...સરલા! નહિ...બ્હેન સરલા! તું સદાએ સુખી રહે. સરિતા.........

સરિતા! તું પણ વહે છે વેગથી શું હૃદયમાં આશા ભરી,
તો બતાવ મારો માર્ગ......મારે જીવવું શાને કરી.

**સરલા :** (નિરાશામાં મસ્ત બની પ્રવેશતી) નથી જીવવું! કોઇપણ ભોગે હવે મારે જીવવું જ નથી. જહાન્નમમાં જા...અગર તારા મનહરની

પાસે ! નહિ...મનહર પાસે નથી જવું. જઇશ તો જહાન્નમમાં જઇશ. ઓ મારા પૂજ્ય શુભેચ્છક માતા પિતા...આજ તમને મારા છેલ્લા પ્રણામ... પરંતુ યાદ રહે......

સંતાનના શુભ હીતને જો ધ્યાનમાં રાખી શકો,
માબાપ, તો તે જીવનને ઉજ્જવળ તમે સાધી શકો.

સરિતા, ઓ જગતના દુઃખી આત્માઓને શાંતિ અર્પનારી દેવી! આવું છું, હું આવું છું, તારા ખોળે પોઢી કાયમની શાંતિ મેળવવા...

સત્કારજે તું સ્નેહથી અબળા બની છું બ્હાવરી,
અપનાવજે દુઃખી હૃદય અમૃતમયી શાંતિ ભરી.

**મનહર** : આ શું ? મેં આ શું સાંભળ્યું ? સરિતામાં શાંતિ ! નક્કી કોઈ દુઃખી વ્યક્તિ સરિતામાં પડવા જાય છે.

(સરિતામાં પડવા જતી સરલાને મનહર બચાવી ઉપાડી લઇ આવે છે અને બેહોશીમાંથી હોંશમાં લાવવાના યત્નો કરે છે).

**દીનાનાથ** : (પ્રવેશતાં) આ કોણ ? સરલા અને મનહર! (સંતાવું)

**મનહર** : (સરલાને બરાબર ઓળખતાં) કોણ સરલા ?

**સરલા** : (બેહોશ હાલતમાં) આવું છું......આવું છું......

**મનહર** : સરલા......

**સરલા** : કોણ ? કોણ છે તું દુષ્ટ મારા શાંતિના માર્ગે આડો આવનાર ?

**મનહર** : હું મનહર છું. સરલા !

**સરલા** : મનહર......મારો મનહર ?

**મનહર** : હા...તારો ભાઈ મનહર.

**સરલા** : છોડી દે, મને જવા દે મનહર, મારે નથી જીવવું. મને આ સરિતામાં જ સમાઇ જવા દે.

**મનહર** : પરંતુ થયું છે શું તે તો કહે.

સરલા : થવામાં કાંઇજ બાકી રહ્યું નથી. દીનેષે મારે સ્થાને એની ઓફીસની ટાઇપીસ્ટ ગર્લ માયાને સ્વીકારી મને ઘરમાંથી હાંકી કાઢી છે.

મનહર : હેં ! શું હાંકી કાઢી ? હું નથી માની શકતો, સરલા... છતાં જો એ પ્રમાણે થયું હોય તો એમ કરવાનું કાંઈ કારણ ?

સરલા : કારણ એજ કે મારૂં સ્થાન સ્વીકારવાની ઉમેદ ધરાવનાર એ માયાનો મેં વિરોધ કર્યો.

મનહર : અહો ! એજ ના ? એમાં આમ આત્મહત્યા કરવાની શી જરૂર ?

સરલા : કારણ કે મારે માટે હવે જગતમાં એના સિવાય બીજો કોઇ માર્ગ રહ્યો નથી.

મનહર : છે. માર્ગ જરૂર છે. આમ હિંમત હારી બેસવાની કોઇ જરૂર નથી. સરલા, દીનેષના આચરણમાં થએલા એ ફેરફારને સુધારી લેવાનું અને ચલાયમાન થએલા તારા સ્થાનને ફરીથી કાયમ કરવાનું કાર્ય હું મારે શીરે લઉં છું.

સરલા : નહિ, મનહર. જે દ્વારો પરથી તિરસ્કાર અને ધીક્કાર પામી હું પાછી ફરી છું. તે દ્વારો પર હવે કદાપી પગલાં નહિ ભરૂં.

મનહર : એટલે ?

સરલા : હવે મારે દીનેષને ત્યાં નથી જવું.

મનહર : ત્યારે ?

સરલા : નાસી છૂટીએ. આપણે બન્ને અહિંથી નાસી છૂટીએ. હવે મને કોઈની પરવા નથી. સમાજ મને કોઇપણ રીતે હવે રોકી શકે એમ નથી, અગર જો એમ ન બને તો મારે માટે આ સરિતા તૈયાર છે.

નાસી છૂટી છું આજ હું એ બંધનો છૂટા કરી,<br>
હોમી દઇશ આ દેહને સરિતા તણા ખપ્પર મહીં,

મનહર : એથી શું વળશે ? સરલા......

**સરલા :** મારા એ ભોગથી સમાજમાં માબાપો ચેતશે. પોતાની પુત્રીઓના જીવનને આ રીતે વેચી નાંખતાં વિચાર કરશે અને મારી અન્યબ્હેનો પણ માબાપના સત્તાધીશપણાને સાંખી રહેવા પહેલાં મારા આ ભોગને યાદ કરશે.

**મનહર :** આ બધું તું શું બકે છે, સરલા? ક્યાં ભૂલે છે એ ભૂતકાળની ભવ્ય ઘટના! યાદ કર એ દિવસ...જ્યારે તારે આંગણે આવી દીનેષના દ્વાર છોડી મારી સાથે દૂર દૂર નાસી આવવાની મેં તારી પાસે ભીખ માંગી હતી, અને તે વેળા મારા વિકારી નયનો ઉઘાડી તેં મને તારી રક્ષાનો હકદાર...તારો ભાઈ બનાવી પાછો કાઢયો હતો, એ યાદ છે?

**સરલા :** ઓહ! મારી રક્ષાનો હકદાર, મારો ભાઇ તું મનહર! ક્ષમા કર, ક્ષમા કર. મારા બંધુ મનહર, આજ તેં મારી ઘેરી આંખોને ઉઘાડી મને મારા કર્તવ્યનો સાચો રાહ બતાવ્યો.

**મનહર :** અફસોસ કરવાની કોઇ જરૂર નથી. બ્હેન, જગતમાં જન્મ ધારણ કરનાર મનુષ્યથી જો ભૂલ થતી નથી તો તે મનુષ્ય જ નથી.

> ભૂલ્યા છે ત્યાગી યોગીઓ વિલાસી ભૂપ ભૂલ્યાં છે,
> ભર્યું આ જગત ભૂલોથી ભૂલે માનવ રચાયાં છે.

તો પછી ચાલ...સરલા, તારા એ પુનિત સાસરીયાના દ્વારે, તારા જીવનઉદ્ધારક પતિના ચરણ પાસે તારા પગલાં પાછા માંડ.

**સરલા :** નહિ, ભાઇ મનહર, મને આ સરિતામાં જ સમાઇ જવા દે. દીનેષના હૃદયમાં હવે મારૂં સ્થાન......

**મનહર :** નહિ હશે તો એ સ્થાનને ફરીથી કાયમ કરવાની હું તને ખાત્રી આપું છું, બ્હેન.

**સરલા :** પરંતુ દીનેષ નહિ માને.

**મનહર :** નહિ શા માટે માને? હું દીનેષને કહીશ, સમજાવીશ. વિનંતી કરીશ. તારી ભૂલ બદલ ક્ષમા માંગીશ, હું અને મારી યાચનાના

સ્વીકાર માટે દયાની ભીખ માંગીશ. બ્હેન, સ્વીકારી છે હવે તારી રક્ષાને ......તો તારા શ્રેયને ખાતર મારા સર્વસ્વનું બલિદાન કરવા જેટલી શક્તિ આ શરીરમાં મોજુદ છે. હું આજ પળે પ્રતિજ્ઞા લઉં છું કે જો દીનેષ મારી માંગણી નહિ સ્વીકારે તો એ હઠીલા દ્વાર પર હું મારો પ્રાણ પાથરીશ.

**સરલા :** મનહર...મનહર! આ કેવું સાહસ?

**મનહર :** સાહસ નથી કરતો બ્હેન, પણ મારૂં કર્તવ્ય બજાવી રહ્યો છું.

**દીનેષ :** (સ્વ) ઓ પ્રભુ! આજ મારી શંકિત નયનો ઉઘડી ગઇ. હૃદયમાં ઘર કરી બેઠેલો એ વ્હેમ આજ દૂર થયો. લાવ......એ બન્ને નિર્દોષ ભાઇબ્હેન મારે ઘેર આવી પહોંચે તે પહેલાં જ હું પહોંચી જાઉં.

(જાય છે)

**સરલા :** મનહર! તને સાચું કહું છું ભાઇ, કે દીનેષ નહિ માને, અને નાહક તારૂં અપમાન થશે......

**મનહર :** પરવા નહિ! તું તારે ચાલી આવ બ્હેન, હું છું ને દીનેષ છે.

સ્વીકારશે તુજને દીનુ, એ આ હૃદય વિશ્વાસ છે,
ને નહિ સ્વીકારે તો, જરૂર આ જીવનના બલિદાન છે.

(બન્ને આગળ વધવાની ઉત્સુકતામાં) **પ્રવેશ : સમાપ્ત**

---

# અંક : ત્રીજો

**પ્રવેશ : પહેલો.** **સ્થળ : સી.આઈ.ડી. મોહનનું મકાન.**

**પાત્રો : મોહન, માયા.**

**મોહન :** (પ્રવેશી) સાચુંજ કહી ગયા છે, અમારા અનુભવી પૂર્વજો સાચુંજ કહી ગયા છે. કે જીવનમાં નારીનો વિશ્વાસ કોઈ દિવસ પણ કરવો નહિ. મને એ સૂત્ર ખૂબ ધ્યાનમાં હતું. છતાં થાપ ખાધી, અને વિશ્વાસે રહેતાં માયાએ મને ફસાવ્યો. દગો દીધો. ફીકર નહિ. એનો ઈલાજ પણ એ પૂર્વજો બતાવતાં ગયા છે.

નારી નવેલી નાર એ નખરાતણો ભંડાર છે,
વિફરે કદી તો સમજવી વાઘણ સમી વિકાળ છે.
નમતું મૂક્યું જો જરાયે તો શીર પર તલવાર છે,
આ ચૌદમા રત્નેજ એનો માર્ગ સીધો દોર છે.

બસ. માયાને શીક્ષા આપી સીધી દોર બનાવવી એ તો મારે મન રમતની વાત છે. એટલે માયાને હું પછીથી જોઇ લઇશ. હાલમાં તો મારી મહા મહેનતે એકઠી કરેલી સંસાર દોલતને લૂંટી લેવાની ઉમેદ ધરાવતા એ દીનાનાથને જ જોઈ લઉં છું. (ખંજર કાઢી) આ રહી, આ રહી એની શીક્ષા. ઓ પારકાની સ્ત્રી પર વગર રજાએ દાનત ભ્રષ્ટ કરનાર દીનાનાથ! આ કાતીલ છૂરીથી તારૂં લોહી પી મારૂં વૈર વાળીશ.

**માયા :** (પ્રવેશી) કોનું લોહી પીવા માંગો છો?

**મોહન :** ચાલ દૂર ખસ, મારી સાસુની બેવફા બેટી, મેં તને આજ બરાબર ઓળખી લીધી.

**માયા :** પણ જરા સાંભળો તો ખરા...

**મોહન :** નહિ, હવે હું તમારા કોઇનું કાંઈપણ સાંભળવા માગતો નથી. તમને બન્નેને હવે બરાબર સ્વાદ ચખાડું છું.

**માયા :** પણ કાંઈ ગુન્હો?

**મોહન :** હજી ગુન્હો પૂછે છે? તે સમયે ઓરીસરૂમમાં દીનાનાથ સાથે એકાંતના હારમોનિયમ તબલા પર પ્રેમનાં મીઠા મધુરા તાન મારી રહી હતી, અને તે પણ મારી વગર રજાએ કેમ?

**માયા :** એતો તમારો ખોટો વ્હેમ છે.

**મોહન :** અરે મેં નજરોનજર જોયું છે. પૂછી જો કોઈને!

**માયા :** હું સાચું કહું છું, મોહન કે દીનાનાથ મારા સગા ભાઈ સમાન છે. અને મારૂં વર્તન મેં એથી જરાયે બદલ્યું નથી.

**મોહન :** તો પછી દીનાનાથને તને વીંટી આપવાની શી જરૂર? એના ઘરમાં શું પૈસા કુદકા મારે છે?

**માયા :** એતો આવેશમાં આવી જતાં ભાન ભૂલી એમનાથી મારી પાસે એવી અયોગ્ય માંગણી થઈ ગઈ હતી.........

**મોહન :** અરે થઈ ગઈ શું? એણે જાણી જોઈને જ કરી.

**માયા :** પરંતુ મારા સાફ ઇન્કારથી એમને પોતાની ભૂલ સમજાઈ. અને તે બદલ......

**મોહન :** તે બદલ તને વીંટી આપી હતી, કેમ? તું મોટી ભૂલ સુધારવાવાળી પંડીતાણી ખરીને? એટલે! માયા, હું સારી રીતે સમજું છું અને મારા બાપદાદા પણ કહી ગયા હતા કે જગતમાં સ્વાર્થ વિના કોઈપણ વ્યાપાર થતોજ નથી.

પોષણ કરે છે પુરૂષ સ્ત્રી ગૃહ કાર્યને સંભાળતી,
કરદામ લઈને રાજનીતિ સ્વપ્રજાને પાળતી.
નોકર કરે છે નોકરી એ પગારના બદલા મહીં,
ને પગાર આપે શેઠ એ પણ વેઠના બદલા મહીં.
પરમાત્માએ ખુદ ઘડ્યો આવો અચળ વ્યવહાર છે,
બદલા વિનાનો જગતમાં નહિ કોઈપણ વ્યાપાર છે.

**માયા :** બહુ સારૂ સાંભળ્યા હવે એ તમારા ઘરડાંવરડાંઓના સૂત્રો. ટુંકમાં એમજ કહોને કે તમે અમને જુઓ છો સાવ શંકિત નજરે.....

**મોહન :** અલબત્ત ! એકવાર નહિ પણ હજારવાર, તમે બન્ને જરૂર દોષિત છો...

**માયા :** મોહન, તમે નાહકનો ઉરમાં વ્હેમ ધરો છો. હું તમને હાથ જોડીને વિનવું છું કે તમારો વ્હેમ દૂર કરો......

**મોહન :** નહિ. બીલકુલ...નહિ...........

(બન્નેનું ગાયન)

(ગાયન)

**માયા :** દૂર વ્હેમ કરો, ઉર રહેમ ધરો,
ઓ મોહન વ્હાલા આજે.
મોહન વ્હાલા આજે.........
માયા દાસી તમારી કાજે............

**મોહન :** તરછોડી મુજ સ્નેહ—જીવનને,
અર્પ્યું તારૂં દીલ તેં બીજાને.
મોહન એ નહિ વીસરી જાયે,
રાખ હવે તું ધ્યાન............

**માયા :** વ્હેમ છે ખોટો ઉરે તમારા,
વિશુદ્ધ છે દીલ ઉભય અમારા.
કર જોડી કહું વિનતીને વ્હાલા,
આપો ઉરમાં સ્થાન............

**પ્રવેશ : સમાપ્ત**

---

**પ્રવેશ : બીજો.** **સ્થળ : મેઘાભાઈનું મકાન.**

**પાત્રો :** રામજી, મેઘાભાઇ, પ્રેમચંદ, પ્રમિલા, વાઘજી, કંચન.

**રામજી :** (પ્રવેશી) ભારે જમાવી. પ્રેમચંદભાઇએ આ ઘરમાં પોતાની હાકતો ભારે જમાવી. હવે મારે પણ એમને પ્રેમચંદભાઈ કહી સલામો ભરવી પડે છે.

**મેઘા :** (પ્રવેશી) અરે રામજી, પ્રેમચંદભાઈ હજી નથી આવ્યા?

**રામજી :** ના. આજે તો એમના એક મિત્રને ત્યાં ઘરમાં ધણી-બાયડીને કાંઈ તકરાર થઇ છે. તેથી તેમને તકરારનો ફેંસલો કરવા માટે બોલાવ્યા છે. જેથી ત્યાં ગયા છે.

**મેઘા :** શાબાશ! હવે તો પ્રેમચંદ બીજાના સંસાર પણ સુધારવા લાગ્યા. ખરેખર, મેં તેમના માટે એકતરફી મત બાંધીને આજ દિવસ સુધી તેમને ઘણોજ અન્યાય કર્યો છે. માટે હવે તો મારી મીલ્કતની તમામ વ્યવસ્થા હું તેમને જ સોંપી દઇશ. (જાય છે)

**રામજી :** (સ્વ) લ્યો, હવે તો પ્રેમચંદભાઈ અમારા શેઠના પણ શેઠ બનશે. પછી પૂછવું જ શું? લ્યો, સામેથી એજ પધારે છે......

**પ્રેમચંદ :** (પ્રવેશી) અરે...રામજી......

**રામજી :** જી. સાહેબ.

**પ્રેમ :** તપાસ તો કર. પેપરવાળો પેપર આપી ગયો છે કે નહિ?

**રામજી :** હા. જી. આપી ગયો છે, લ્યો લઇ આવું. (પેપર લેવા જાય છે)

**પ્રેમ :** તે દિવસે મારા સસરા પાસેથી ચાલાકીથી રૂપીઆ પચ્ચીસ પડાવ્યા. મારા હાથેજ સટ્ટાની ચીઠ્ઠી લખી તેમના ખીસામાં વાઘજી પાસે જમાદારના લેબાશમાં મૂકાવી. અને પોલીસ કેસમાંથી બચાવી લેવાનો નાટક કરી મારા સસરાના હૃદયમાં મારા માટે માન ઉત્પન્ન કરાવ્યું. પણ હવે મારૂં કાર્ય પુરૂં થવાથી આજે તેનો સર્વભેદ ખોલી તેમની મારી માંગી લઇશ:

**રામજી :** (પ્રવેશી) લ્યો. આ પેપર...(પેપર આપી ચાલ્યો જાય છે.) (પ્રેમચંદ પેપર વાંચે છે. બીજી બાજુ પ્રમિલા કચરો વાળતી હાથમાં સાવરણી સાથે પ્રવેશે છે)

**પ્રમિલા :** (પ્રવેશતાં) થોડીવાર બાજુએ થઈ જજો. નહિ તો ધૂળ ઉડશે.

**પ્રેમ :** (પ્રમિલાને જોતાં) અરે ધૂળ ઉડે કે ધાણી ફુટે, હવે બાજુએ ખસે એ બીજા.

**પ્રમિલા :** કહું છું કે ધૂળ ઉડશે. જરા ખસી જાવ. કામ વખતે બીજી માથાકુટ નહિ કરો. મારે હજી બીજું ઘણું કામ બાકી છે.

**પ્રેમ :** ઓહો! આજે તો કાંઈ અત્યારસુધી કામ લંબાવ્યું છેને ?

**પ્રમિલા :** જી...આજે તો તહેવારનો દિવસ છે. એટલે આંગણું તો સાફ કરી નાંખ્યું છે. પણ સાથીઆ પૂરવાના હજી બાકી છે.

**પ્રેમ :** ખરેખર, દરેક મનુષ્યે પહેલાં પોતાનું આંગણું સાફ કરવું જ જોઈએ. ત્યારે જ બીજાને ઉપદેશ આપી શકાય.

**પ્રમિલા :** મેં કાંઈ બીજાને ઉપદેશ આપવા માટે આંગણું સાફ નથી કર્યું, પરંતુ મારૂં પોતાનું હરહંમેશનું કામ સમજીને કર્યું છે.

**પ્રેમ :** એમકે! હવે તમે તમારૂં કાર્ય સમજવા લાગ્યા ખરા.

**પ્રમિલા :** તમારી સોબતથી. પહેલાં તમે જો એ આંગણું સાફ કરી ન દેખાડયું હોત, તો હું કદાપી પણ સાફ ન કરત. અને તમે અને હું બન્ને ગૃહકલહના કચરામાં જ આથડ્યા કરત.

**પ્રેમ :** માટેજ બીજાને ઉપદેશ આપવા માટે પોતે પહેલાં તેના જેવા બનવું જ જોઈએ. ત્યારે જ ઉપદેશ આપી શકાય.

**પ્રમિલા :** અને ફક્ત અણગમો રાખી તેના તરફ તિરસ્કાર જ બતાવો તો જીવન જરૂર સળગી જાય.

**પ્રેમ :** બરાબર છે, પ્રમિલા, મનોદેવી! આપણા બાળપણમાં લગ્ન થયા. મારી ગરીબ હાલત જાણી તારા સુખની આશાએ તારા પિતાએ

મને ઘરજમાઇ બનાવ્યો. અને ઘરકામમાં ગોંધી રાખો મારી માનસીક શક્તિ નષ્ટ કરી નાંખી. જેથી તારા હૃદય પર મારા માટે ખોટી છાપ પડી. પરંતુ મેં વખત મળતાં મારી માનસીક શક્તિને। ઉપયોગ કર્યો; જેથી આજે આપણો સંસાર સુધર્યો, અને રાહ પર આવ્યો.

મેઘા : (પ્રવેશી) અરે પ્રેમચંદ ! તમે તો આજ બહુ વખત લગાડયો, હું કયારને। તમારી રાહ જોઈ બેઠો છું.

પ્રેમ : હું જરા કામસર બહાર ગયો હતો. ત્યાં જરા વધારે રોકાણ થઇ ગયું, એટલે પાછા ફરતાં જરા વધુ વખત લાગ્યો.

મેઘા : હશે. બેટા. પ્રેમચંદ, હવે આ મારી તમામ મીલ્કતની વ્યવસ્થા તમારે કરવાની છે. તમને સર્વગુણ સંપન્ન જાણી આજે મારૂં જીવન પણ હું તમને જ સોંપવા ચાહું છું.

પ્રેમ : અરે એ શું બોલ્યા ? મારામાં ગુણ જેવું છે જ શું ? હું તો જાણું છું રસોઇ કરતાં, પાણી ભરતાં, વાસીદુ વાળતાં, મારામાં વળી ગુણ કેવો ? હું તો છું ખીલે બાંધેલો એક અબુધ ઘર જમાઇ.

મેઘા : નહિ, નહિ. તમે સર્વગુણ સંપન્ન છો. તમને વિચાર કર્યા વિના પહેલેથી અબુધ માનવામાં મેં ભૂલ ખાધી હતી.

પ્રમિલા : અને મેં પણ તમને ગમાર ગણવામાં ભૂલ ખાધી હતી.

પ્રેમ : તમે બધાએ ભૂલ ખાધી હતી, તો મેં શું કાંઈ ધૂળ ખાધી હતી ? મેં પણ મારો રોફ જમાવવા તમારી પાસે થોડા વાનરચાળા કરવામાં અને તમને ઠગી પૈસા પડાવવામાં ભૂલ ખાધી હતી.

મેઘા : એટલે ?

પ્રેમ : તે દિવસે સટ્ટાની ચિઠ્ઠી મેંજ તમારા ખીસ્સામાં મૂકાવી હતી.

મેઘા : હેં......!

પ્રેમ : જી હા. સસરાજી ! અને તે જમાદાર બનનાર બીજો કાઇ નહિ પણ......મારો લંગોટીયો દોસ્ત......

વાઘજી : (પ્રવેશી) વાઘજી હતો.

મેઘા : ઓત્તારીની ! શું વાઘજી ? અરે તેને તો દાઢી હતી દાઢી.

પ્રેમ : એ તો નકલી હતી. હું હમણાં જ બતાવું છું. વાઘજીભાઇ...

વાઘજી : કેમ ભાઇ ?

મેઘા : હું નથી માની શકતો કે આ વાઘજીભાઇ જમાદાર બનીને આવ્યા હોય.

વાઘજી : નથી માનતા તો જોઇ લ્યો, આ પોટલામાં જમાદારનું દાઢું અને હુથણું, અને લ્યો આ તમારા પચ્ચીસ રૂપીઆ.

મેઘા : અરે વાહરે પ્રેમચંદ, તમે મારી સાથે આવી ચલાકી ચલાવી.

પ્રેમ : પૂજ્ય સસરાજી ! જો હું ચાલાકી ન ચલાવતે તો હજી સુધી હું રોટલા જ ટીપતો રહી ગયો હોત. તે માટે થાય તેવા થઇએ તો જ ગામ વચ્ચે રહીએ.

મેઘા : પ્રેમચંદ ! તમે તો હદ કરી.

પ્રેમ : પહેલાં તમે હદ કરી કે મને બુડથલ સમજી ગદ્ધાવૈતરૂં મારી પાસે કરાવ્યે રાખ્યું, અને તમારી દીકરીના સુખને માટે મને ગરીબ-ઘરનો જાણી ઘરજમાઇ બનાવી મુંગો બળદ કરી મૂકયો. જેથી મારે આડે લાકડે આડો વ્હેર લેવો પડયો.

મેઘા : ખરેખર, કોઇપણ માણસને પૂરેપૂરો સમજી લીધા સિવાય તેના માટે એક તરફી મત બાંધવો એ મૂર્ખતા છે. પ્રેમચંદ, હું મારી મૂર્ખતા માટે તમારી માફી માંગું છું.

પ્રેમ : નહિ, નહિ. પહેલાં હું તમારી માફી માંગું છું કે મારે વેરભાવે પ્રભુ મેળવવા પડયા.

મેઘા : એમજ હોય. જો દુનિયામાં રહેવું હોય તો બધું જ કરવું જોઇએ. જાવ બેટા ! તમને બધુંયે માફ છે. હવે આ સર્વ કાંઇ તમારૂં જ છે. સુખથી નિવાસ કરો અને સદ્‌ગુણી થાવ. (જાય છે)

વાઘજી : અલ્યા પ્રેમલા ! દોસ્ત, તું તો કાંક બન્યો પણ હું તો આવો ને આવો જ રહ્યો......

પ્રેમ : ફીકર ન કર, દોસ્ત ! તારું પણ મેં ચોકઠું ગોઠવ્યું છે. એ હમણાં જ અહિં આવવી જોઇએ.

વાઘજી : ભલે, ભાઇ ભલે !

પ્રમિલા : જુઓ જુઓ, સામેથી કંચનબેન આવે છે.

પ્રેમ : પધારો...કંચનબેન...પધારો...(કંચન પ્રવેશે છે)

વાઘજી : અલ્યા પ્રેમલા ! આજ બાવલું મારે માટે મુકરર કર્યું છે કે શું ?

પ્રેમ : જરા ધીરો તો પડ ! કેમ કંચનબેન, તમારા લગ્ન સંબંધે તમારા ફુઇને પૂછી લીધું ?

કંચન : પૂછી તો લીધું......પરંતુ તેમનું કહેવું છે કે એમને હું નજરે જોઇશ. ગામમાં ગૃહસ્થાઈની ખાત્રી કરીશ...ત્યારબાદ......

વાઘજી : (સ્વ) આ તો ઠરાવ પડયો !

પ્રેમ : ભલે ! પણ તમને તો આ વર પસંદ છે ને ?

કંચન : તેમની ચાલાકી મેં તે દિવસે જમાદારના પોશાકમાં જ જોઈ લીધી છે.

વાઘજી : અને...અને મેં પણ એમને જોયા ત્યારથી મારી દાઢી ફરકવા લાગી છે.

પ્રમિલા : ત્યારે કંચનબેન...કરો કંકુના.

કંચન : ફુઇને પૂછીને......

પ્રેમ : બરાબર છે. વડીલો અને સંતાનો બન્નેની સમ્મતિથી થનાર લગ્ન જ સુખી નીવડે છે.

કંચન : હું આટલું જ કહેવા આવી હતી, હવે હું રજા લઇશ. પ્રમિલાબ્હેન, હવે કોઈ દિવસ સર્વન્ટ પાસે ચાહ મંગાવો ત્યારે મને જરૂર બોલાવજો...ભૂલતા નહિ હોં ! (જાય છે)

વાઘજી : પ્રેમલા ! ગઇ. એ બેરિસ્ટરની બેટી તો મુદત પડાવી આવી ગઈ.

**પ્રેમ :** ભલે ગઇ !

**વાઘજી :** અરે ગઇ શું ? હું પણ આ ચાલ્યો એની પાછળ. હવે તો એ મજનુ ને હું લયલા...અરે...એ લયલા ને હું મજનુ......દિવાનો બનીને એની ચોતરફ ભમું......(જાય છે)

**પ્રેમ :** કાં......પ્રમિલા !

**પ્રમિલા :** બોલો...મારા...છબીલા !

**પ્રેમ :** હવે આપણા જીવનમાં સુખચંદ્રા ખીલી કે નહિ ?

**પ્રમિલા :** જરૂર ખીલી પૂર્ણપ્રભાએ......

(બન્નેનું ગાયન)

**પ્રેમ-પ્રમિલા :** પ્રગટી ઉર ગગનમાં આજે સુખ જ્યોતિમય ચંદા...(૨)
**પ્રમિલા :** હોંશ તારલીયા જો ત્યાં ટમકે જ્યોતિ ઉરમાં છાયી રે
**પ્રેમ :** દુઃખની રજની ગઈ વીતીને સુખ જ્યોતિ છે છાઇ આજે
**પ્રમિલા :** સદન ગગનમાં ચંદ્ર ખીલ્યો છે મુજ ઉર વ્યોમ વિહારી રે
**પ્રેમ :** ચંદા સૌમ્ય લલિત વિકસી છે જીવન વેલ રસાળી આજે

**પ્રવેશ : સમાપ્ત**

**પ્રવેશ : ત્રીજો.** **સ્થળ :** ડીટેકટીવ દીનાનાથનો ડ્રોઈંગ રૂમ.

**પાત્રો :** દીનાનાથ, સુરેન્દ્ર, સરલા, મનહર, માયા, મોહન, નોકર.

(નોકર ડ્રોઈંગ રૂમમાં સાફસુફ કરી રહ્યો છે.)

**દીનાનાથ :** (ત્વરિત વેગે પ્રવેશી) હમણાં જ આવી પહોંચશે એ દોષિતના રૂપમાં હાંકી કઢાએલા નિર્દોષ ભાઇ બ્હેન! રામા......

**નોકર :** જી. સાહેબ.

**દીનાનાથ :** જો-હમણાં જે કોઈ અંદર આવે તેને કોઇપણ જાતની પૂછપરછ કર્યા વિના સીધા અંદર આવવા દેજે

**નોકર :** પણ સાહેબ, તમે તો કોઇને પણ અંદર આવવા દેવાની સાફ ના પાડી હતી.

**દીનાનાથ :** બરાબર છે, પણ હવેથી આવવા દેજે.

**નોકર :** અને સરલા બ્હેન આવે તો?

**દીનાનાથ :** અરે સરલા બ્હેન તો તારી શેઠાણી છે, મૂર્ખા, તેને આવવા દેવા માટે ના પડાતી હશે? જો જે એવી મૂર્ખાઇ કરતો! નહિ તો નોકરીથી હાથ ધોવા પડશે સમજ્યો.

**નોકર :** વા'રૂ સાહેબ (સ્વ) આજે સાહેબ બીલકુલ સુધરી ગયા લાગે છે. (જવું)

**દીનાનાથ :** (સ્વ) નિર્દોષને હાંકી કાઢવા જેટલી નીચતા બતાવતાંયે ન ધરાયો, તે તેને ફરીથી દ્વાર પર પણ આવતી અટકાવવાને રામાને ફરમાન કર્યું! નીચ...વ્હેમી......અવિચારી...મારી હરિઆળ સંસાર વાડીને વેરાન બનાવનાર ઓ વ્હેમ, કયાં છે? તું કયાં છૂપાયો છે?

**સુરેન્દ્ર :** (પ્રવેશી) હૃદયના આવેશ પર આ સમયે પણ સંયમ રાખવો જરૂરી છે. દીનેષ, સરલાના શા સમાચાર?

**દીનાનાથ :** આપના શુભ આશીર્વાદ! સદ્ભાગ્યે આપનો ઉપદેશ સફળ થયો છે, મોટાભાઇ!

**સુરેન્દ્ર :** તો શું, સરલાનો પત્તો મળ્યો ?

**દીનાનાથ :** હા, મોટાભાઇ ! સરલાની સાથે મનહરનો પણ પત્તો મળ્યો. એઓ બન્ને હમણાંજ અહિં આવી પહોંચશે.

**સુરેન્દ્ર :** પત્તો ક્યાંથી મળ્યો ?

**દીનાનાથ :** આપના કહેવા મુજબ સરિતા કિનારેથી.

**સુરેન્દ્ર :** સરલા...સરિતા કિનારે ?

**દીનાનાથ :** બલ્કે મૃત્યુને આરે ! જો એ મનહર ત્યાં હાજર ન હોત તો આજ હું સરલાને ગૂમાવી બેઠો હોત.

**સુરેન્દ્ર :** એટલે, શું મનહરે સરલાને બચાવી લીધી ?

**દીનાનાથ :** હા મનહરેજ બચાવી લીધી.

**સુરેન્દ્ર :** પરંતુ મનહર સરિતા કિનારે ક્યાંથી ?

**દીનાનાથ :** મારા તિરસ્કારથી નવાજી ગએલ એ કર્તવ્યપંથી પોતાના જીવનની નિરાશા અને ગમગીનીને વિસારે મૂકવા સરિતાના કિનારા સમા એકાંત સ્થાનોમાં અસહ્ય વેદનાભરી જીવનપળો વ્યતિત કરી રહ્યો છે.

**સુરેન્દ્ર :** મેં ન્હોતું કહ્યું, દીનેશ, કે એઓ બન્ને નિર્દોષ છે.

**દીનાનાથ :** કહ્યું હતું, મોટાભાઈ ! છતાં આ અવિચારી દીનેશે તે ન માન્યું અને આજ તેનું પરિણામ.........

**નોકર :** (પ્રવેશી) અરે સાહેબ ! માયા બ્હેન અને મોહનભાઈ વચ્ચે ગંભીર તકરાર.........

**સુરેન્દ્ર :** શું કહે છે ?

**દીનાનાથ :** સાચુંજ કહે છે. માયાના ગૃહસંસારમાં જરૂર આગ લાગી હશે. અને એ આગ લગાડવામાં દોષિત હું પોતે.

**મોહન :** (પ્રવેશી–સ્વ) આજ એને જીવતો છોડું તો મારી સગી માના પેટનો નહિ. (સંતાય છે)

**મનહર :** (સરલા સાથે પ્રવેશતાં) આવ બ્હેન ! વિના સંકોચે આગળ આવ.

**દીનાનાથ :** મનહર...મારો જીવનબંધુ...મનહર...

**મનહર :** દીનાનાથ...(બન્ને ભેટી પડે છે).

**સરલા :** આ કેવો ગજબ ફેરફાર.

**મનહર :** તમારી ના પાડવા છતાં તમારા દ્વારે આજ તીરસ્કારને વધાવવા હું ફરીથી આવ્યો છું.

**દીનાનાથ :** બસ કર, મનહર! મારે સાંભળવાનું હવે કાંઇ જ બાકી નથી. તમારા બન્નેના હૃદયને આજ હું સારી રીતે ઓળખી ગયો છું. મારા હૃદયનો એ વ્હેમ......

**મનહર :** જો સંપૂર્ણપણે દુર થઈ ગયો હોય. તો સરલા બ્હેનને તમારા હૃદયમાં એનું પહેલાનું અચળ સ્થાન આપો. હું તમારા દ્વારે આવ્યો છું આજ એજ કાર્યને માટે......

**દીનાનાથ :** એ હું ક્યારનો સમજી ગયો છું. સરલા, દેવી! હું તારો અપરાધી છું. હું તને શું સ્થાન આપવાનો હતો. બલ્કે તું જ તારા હૃદયમાં મને સ્થાન આપ મારા અપરાધની ક્ષમા આપી.

**સરલા :** નહિ. નહિ. દીનેષ, ક્ષમા તો માંગવાની મારે રહી છે. મારાજ વર્તને અને મારાજ આવેશે તમારા સુખછાંયે વિહરતા સંસારમાં કંકાશનું ઝેર રેડયું.

**દીનાનાથ :** નહિ. સરલા! ઝેર મારા જીવનમાં નથી રેડાયું. રેડાયું છે એતો બીચારી નિર્દોષ માયાના જીવનમાં......

**સરલા :** ઓહ! એ ખોટો આક્ષેપ માયાના વર્તન ઉપર મેં મૂકયો તે બદલ હું એની ગુન્હેગાર છું.

**દીનાનાથ :** તેં તો કેવળ આક્ષેપ જ મૂકયો. પરંતુ મારા એ અવિચારી વર્તનથી મોહને માયાને હાંકી કાઢી એના સંસારજીવનમાંથી.

**સરલા :** શું મોહન અને માયા વચ્ચે વિખવાદ?

**માયા :** (પ્રવેશી) હા. સરલાબ્હેન! એમાં કોઇનો દોષ નથી. દોષ મારા ભાગ્યનો.

**દીનાનાથ :** નહિ માયા, મને પાપને પંથેથી પાછો વાળવા જેટલી ઉદારતા દાખવનાર મારી બ્હેન, તારા સ્વર્ગીય સંસારને છીન્નભીન્ન કરનાર હું નરાધમ પોતેજ તારો દોષિત છું.

**માયા :** નહિ દીનાનાથ ! એતો જેવું મારૂં ભાગ્ય, એમાં તમારો કોઇ દોષ નથી. તમારો એટલોજ મોટો ઉપકાર કે તમે મને નોકરીએ રાખી. મારી આર્થિક ચીંતા દૂર કરી.

**સુરેન્દ્ર :** એટલું બધું ઓછું આણવાની શી જરૂર ? બ્હેન માયા ! ધીરજ ધરો. અમો સર્વે તમારી પડખે જ છીએ. અને સત્યની તો જગતમાં સદાયે જીત જ છે.

**માયા :** આપ વડીલનો ઉપદેશ શીરોમાન્ય છે.

**સરલા :** બ્હેન માયા, એ બાબતની તું જરાયે ચિંતા કરીશ નહિ. હું તારી અપરાધી છું. તો જરૂર, આજ કોઇપણ ભોગે મોહનના હ્રદયનો વ્હેમ દૂર કરી મારા એ અપરાધના કલંકને ધોઇ નાંખીશ.

**દીનાનાથ :** સત્ય છે, માયા !

એકાંતના હાથે ચઢયો ને ભાન ભૂલ્યો દેહનું,<br>
વ્યાપ્યો વિષય આ રોમમાં, ભૂલ્યો સ્વરૂપ હું સ્નેહનું.<br>
મારૂં ભયંકર પાપ એ ઇશ્વર કદી ના સાંખશે,<br>
આ તક મળી છે તો, દીનુ એ પાપ ધોઇ નાંખશે.

**મોહન :** (સ્વ) બચ્ચા મોહન ! આજ તો ભયંકર થાપ ખાધી.

**સરલા :** અને એ કાર્યને પાર ઉતારવામાં......

**દીનાનાથ :** જોઇશે તો હું મનહરની મદદ લઇશ.

**મોહન :** (પ્રગટ થઇ) કોઇની પણ મદદ લેવાની જરૂર નથી. સાહેબ, તમારા સર્વના ગુન્હેગાર આ મોહનને આજ પોતાની ભૂલ સમજાઇ ગઇ છે.

**દીનાનાથ :** કોણ મોહન ?

**સુરેન્દ્ર :** હાથમાં ખંજર સાથે ?

**મોહન :** હા, મોટાભાઈ ! મને ક્ષમા કરો. હૃદયમાં ભરાઈ ચૂકેલ વ્હેમના આવેશમાં દીનુભાઈનું ખૂન કરવાના આશયથી જ હું અત્રે આવ્યો હતો.

**મનહર :** ખૂન કરવાના આશયથી ?

**દીનાનાથ :** હા, મનહર ! હું એ જ શિક્ષાને લાયક હતો.

**મોહન :** લેશમાત્ર પણ નહિ, સાહેબ ! આપનો નોકર થઈ, આપનું લુણ ખાવા છતાં આપના વર્તન ઉપર કુશંકા લાવી આપના જીવન ઉપર હુમલો કરવાનું નીચ પગલું ભરવા બદલ હું આપનો અપરાધી છું. મને ક્ષમા કરો.

**દીનાનાથ :** નહિ, મોહન ! તું મારો અપરાધી નથી પરંતુ......

**મોહન :** માયાનો તો જરૂર છું.

**માયા :** એ તમારૂં ઉદાર દીલ બોલી રહ્યું છે, બાકી એમાં તમો કોઈ દોષિત નથી.

**સરલા :** તો શું, મોહન ! હવે તમારા હૃદયમાંથી માયા માટેની શંકા દૂર થઈ.

**મોહન :** સંપૂર્ણ રીતે. પરંતુ બ્હેન, માયા પાસેથી અપરાધની ક્ષમા.

**માયા :** કાળાંતરે પણ પત્ની પતિને ક્ષમા આપવા જેટલી યોગ્યતા નથી ધરાવી શકતી. મોહન ! આજ મને તો સરલાબ્હેનના જીવનમાં કંકાશનું સાધન થવા બદલ એમની ક્ષમા માંગવાની ધન્ય પળ સાંપડી છે.

**સરલા :** ભુલે છે, માયા ! ક્ષમા તારે માંગવાની છે જ નહિ. દીનેષના શાંત સુખી જીવનમાં અવિચારી વર્તને ઉત્પાત મચાવી મુકવા બદલ હું એમના અપરાધમાંથી કદાપી મૂક્ત થવાની નથી.

**મનહર :** અને સાથે તને એ અવિચારી સાહસના પંથે દોરી લઈ જવા માટે હું યે કયાં ગુન્હેગાર નથી ?

**દીનાનાથ :** તું તો ગુન્હેગાર છે જ નહિ, મનહર! બલ્કે તમો સર્વના જીવનમાં એક નહિ ને બીજી રીતે પણ દુઃખોની પરંપરા ઉપસ્થિત કરનાર હું પોતે જ દોષિત છું.

**સુરેન્દ્ર :** નહિ, દીનેષ! જો ગણીએ તો તમે બધા જ એક રીતે દોષિત છો અને ન ગણીએ તો કાંઇ નહિ. ફક્ત તમારા હૃદયનો વ્હેમ... અને તમારૂં અવિચારી સાહસ એ જ આ સ્થાને દોષિત છે.

**માયા :** મોટાભાઇનો ઉલ્લેખ ખરેખર સાચો છે.

**દીનાનાથ :** તો પછી, સરલા...મોહન...માયા...હવે એ ભૂતકાળની ભયંકર ઘટનાને ભૂલી જાવ. વિધિના કાળ ચક્રે ચઢી જીવનનો જે સુલલિત રમણીય પંથ વિસરી ગયા હતા, તે પંથ આજ ફરીથી પ્રાપ્ત થયો છે......

**સુરેન્દ્ર :** પરંતુ મનહર! તારૂં એકલવાયુ જીવન......

**મનહર :** કોણે કહ્યું? મારા જીવનને એકલવાયુ કહેવાની કોની તાકાત છે. આપ જેવા જીવન ઉપદેશક, દીનુભાઇ જેવા બાહોશ ડીટેક્ટીવ, અને સરલાબ્હેન સમી સરલ હૃદયી વ્યક્તિઓના સુલલિત સહવાસમાં મારા જીવનને એકલવાયું કહેવાની કોણ હિંમત કરે?

**દીનાનાથ :** છતાંયે કર્તવ્યપંથે પરિશ્રમોની પરંપરામાંથી પસાર થતું તારૂં જીવન......

**મનહર :** મારી સરલાબ્હેનની સૌભાગ્ય મઢુલીએ દ્વારપાળ બની આનંદમાં વ્યતિત કરીશ.

**દીનાનાથ :** ધન્ય હો, મનહર! તારા કુરબાની ભર્યાં જીવનને...

**સુરેન્દ્ર :** મારા હજારોવાર ધન્યવાદ હો.

**મનહર :** આપની શુભ આશિષ! મોટાભાઇ.

**દીનાનાથ :** મોહન......તને પણ ધન્ય હો......

અધિકાર સામે પણ કરે જે ભૂલના પડકારને,
અડગ એવા વિરલ નોકરને સદાયે ધન્ય છે.

**મોહન :** સત્તાભર્યું જીવન છતાં, સમ દ્રષ્ટિવાળું હૃદય જે,
અપકાર પર ઉપકાર કરનારા જીવનને ધન્ય છે.

**દીનાનાથ :** એકજ પતિવ્રત પર જીવનને હોમવા તૈયાર જે,
મક્કમ જીવન જીવનાર એ નારીજીવનને ધન્ય છે.

**માયા :** શિક્ષિત હૃદયમાં સ્નેહના ગૂંજાર સાચા હો,
સત્તા વિષે પણ સમજને ધરનાર આવા હો

**સરલા :** સ્વામી જીવનમાં પત્નીના કંઈક થએલા અપરાધ હો,
ને તે ગુન્હા અપનાવતાં સ્વામિ તે આવા હો.

**દીનાનાથ :** કર્તવ્ય પંથે અમોલા જે જીવનના બલિદાન હો,
આઝાદ આજે સમાજે યુવાન આવા હો.

**મનહર :** વિકટ સંજોગો વિષે પણ ધૈર્યને જ્યાં સ્થાન હો,
પરશાંતિ કાજે જીવનને ધરનાર આવા હો.

**સુરેન્દ્ર :** સ્નેહીજીવનના સ્નેહમાં નિજ સુખના બલિદાન હો,
કર્તવ્યપંથી જીવનને ધરનાર આવા હો.

**દીનાનાથ :** વ્હેમ ને અવિચાર એ બન્ને જીવનના દોષ છે,
અળગા રહો એથી, જીવનમાં તો સદા સંતોષ છે.

(સર્વના હૃદય સંતોષ અનુભવે છે)

*** ત્રીઅંકી નાટ્યપ્રયોગ : સમાપ્ત ***

........**ટેબ્લો**........

